નં૦ ૩૮

# ધરસેન ૨ જાનાં ઝરનાં તામ્રપત્રો[1]

ગુ. સં. ૨૫૨ ( ઇ. સ. ૫૭૧-૭૨ ) ચૈત્ર વ. ૫

કાઠિયાવાડના અમરેલી પરગણામાંના ઝર ગામમાંથી મળેલાં ધરસેન ૨ જાનાં ગુ. સં. ૨૫૨ ( ઈ. સ. ૫૭૧-૭૨ )નાં તામ્રપત્રોની પ્રતિકૃતિ, અક્ષરાન્તર અને ભાષાન્તર કર્નલ. જે. ડબ્લ્યુ વોટસન પોલીટીકલ એજન્ટ કાઠિયાવાડ મારફત ભાવનગરના મી. વજેશંકર ગૌરીશંકર ઓઝા તરફથી મને મળ્યાં હતાં. તે પતરાં મી. વજેશંકરને મળ્યાં હતાં અને તે તેમની પાસે છે. આખાં તામ્રપત્રો પ્રસિદ્ધ કરવાં કાંઈ જરૂર નથી પણ તેનું ટુંક વર્ણન આ નીચે આપું છઉં.

આ દાનપત્રનાં બે પતરાં છે અને તેનું માપ ૧૧½"×૮" છે. તેઓ સુરક્ષિત છે. પહેલા પતરામાં ૧૬ પંક્તિ અને બીજામાં ૧૮ પંક્તિઓ છે. લીપિ તે વખતના વલભી પતરાંની જ છે અને ભાષા સંસ્કૃત છે.

આ ઇંડીયન એન્ટીકવેરીમાં પ્રસિદ્ધ થએલ આ જ રાજાનાં સં. ૨૫૨ નાં ત્રણ તામ્રપત્રો ( વો. ૭ પા. ૬૮, વો. ૮ પા. ૩૦૧, વો. ૧૩ પા. ૧૬૦ ) ની માફક જ વંશાવલી વિભાગ છે, તોપણુ નીચેના થોડા ભાગો સાચો પાઠ ચોક્કસ કરવાને જરૂરના હોઈ નીચે આપું છઉં.

પંક્તિ ૩ સેનાપતિ ભટાર્ક.
„ ૪ તેનો દીકરો સેનાપતિ ધરસેન હતો.
„ ૭ તેનો નાનો ભાઈ મહારાજા દ્રોણસિંહ હતો.
„ ૯ તેનો નાનો ભાઈ મહારાજા ધ્રુવસેન હતો.
„ ૧૦ તેનો નાનો ભાઈ મહારાજા ધરપટ્ટ હતો.
„ ૧૫ તેનો દીકરો મહારાજા ગુહસેન હતો.
„ ૧૯ તેનો દીકરો સામન્ત મહારાજા શ્રી ધરસેન હતો.

આ ધરસેન કુશળ હોઇને વલભીમાંથી પોતાના આયુક્તક વિગેરે અમલદારોને હુકમ કરે છે કે બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિ એમ પંચમહાયજ્ઞોના પોષણ માટે બ્રહ્મદેવ તરીકે દાન આપેલ છે. તે દાન બ્રહ્મપુરના રહેવાશી ભાર્ગવ ગોત્રના અને મૈત્રાયણક માનવક શાખાના બ્રાહ્મણ છમ્બહુરને આપવામાં આવ્યું છે. દાનમાં નીચે મુજબ આપેલ છે.

( ૧ ) બિલ્વખાત સ્થલીમાં દીપનક પેઠમાં વટગ્રામ ( પં. ૨૨ )

( ૨ ) બિલ્વખાતની ઉત્તર સીમમાં સોપાદાવર્ત્ત જમીન. તે ભટાર્કસેહની ઉત્તરે, રાફડાની પૂર્વે અને અમ્રિલિકવહની પશ્ચિમે હતી.

( ૩ ) તે જ વિભાગમાં આસપાસની ૨૫ પાદાવર્ત જમીનસહિત વાવ.

( ૪ ) ઝરી સ્થલીમાં વેલાપદ્રકની પૂર્વ સીમામાં રાજમાર્ગથી દક્ષિણે, ઝઝઝકના ક્ષેત્રની પૂર્વમાં, દધિકૂપકની સીમાઓના સંગમથી પશ્ચિમે અને ભ્રામરકલ્ય ગ્રામના રહેવાસી ખણ્ડકના ક્ષેત્રથી ઉત્તરે ૧૬૦ પાદાવર્ત્ત જમીન.

( ૫ ) તે જ ગામની દક્ષિણ સીમમાં ૨૫ પાદાવર્ત્ત જમીન.

પંક્તિ ૨૮ થી ૩૨ માં દાનનો અવરોધ વિગેરે ન કરવા માટેની આજ્ઞાઓ તથા શાપ-સૂચક બે શ્લોકો છે.

પંક્તિ ૩૩—દૂતક ચિર્બિર હતો અને લેખક સંધિવિગ્રહાધિકૃત સ્કન્દ ભટ હતો. પછી સાલ નીચે મુજબ આપેલ છે; ૨૫૨ ચૈત્ર વ. ૫. મહારાજા ધરસેનના હસ્તાક્ષર છે.

---

૧ ઇ. એ. વો. ૧૫ પા. ૧૮૭ ડૉ. ફ્લીટ. ભા. પ્રા. સં. ઈ. પા. ૩૦

## अक्षरान्तरमांथी अमुक भाग

पतरूं पहेलुं

१ ओं स्वस्ति वलभीतः प्रसभ ... ... ... ...

१६ सहस्रोपजीव्यमान ... ... ... ... ... ... ...

पतरूं बीजुं

३ धर्धरः प्रथमनरपतिसमभिसृष्टानामनुपालयिताः... ... ... ... ...

१८ ... ... ... ... ... ... ... ... ... ... ... ...

१९ परममाहेश्वरसामन्तमहाराजश्रीधरसेनः कुशली सर्व्वानेव ... ... ... ...

२० ... ... ... ... ... ... ... वस्संविदितं यथा मया माता-

२१ पित्रोः पुण्याप्यायननिमित्तमात्मनश्चैहिकामुष्मिक यथाभिलषितफलावाप्तये ब्रह्मपुर-
निवासि भार्ग्गवसगोत्रमैत्रायणरमनकवस

२२ ब्रह्मचारिब्राह्मण च्छच्छराय विल्वखाभस्थल्यदीपनक पेथवटग्र[ ग्रा ]मः विल्व-
खाभस्थलेरु( ल्याउ )त्तरसीम्नि भट्टार्क्कभदोदुत्तरतः वल्मीकात्

२३ पूर्व्वतः अग्निलिकवहादपरतः त्रिभिराघाटनैर्विशुद्धं पादावर्त्तशतं तथा त्रैवाष्टमे
दिग्भागे वापी पञ्चविङ्ग( श )त्पादावर्त्तप्रतिसरा

२४ तथा झरिस्थल्यां वेलापद्रकग्रामपूर्व्वसीम्नि महापथाद्दक्षिणतः झञ्झकक्षेत्रात्पूर्व्वतः
दधिकूपकसीमसन्ध्यपरतः ग्रामरकुल्य

२५ ग्रामनिवासि खण्डकक्षेत्रादुत्तरत एवं चतुर्बि( भि )राघाटनैर्विशुद्धं पादावर्त्तशतं
षष्ठ्यधिकं तथास्मिन्नेव दक्षिणसीम्नि पादावर्त्ताः

२६ पञ्चविङ्श( श )तिः सर्व्वमेतत्सोद्रङ्गं सोपरिकरं ... ... ...

२७ .... भूमिच्छिद्रन्यायेन बलिचरुवैश्वदेवाग्निहोत्रातथा( तिथि ) पंचमहायज्ञिकना
( याज्ञिक )क्रियाणां समुत्सर्पणार्थंआचन्द्रार्के( र्का )

३१ ... ... ... षष्टि वर्ष... ... ... ... ... ... ...

३२ ... ... ... स्वदत्तां परदत्तां वा ... ... ... ... ... ...

३३ स्वहस्तोमम महाराजश्रीधरसेनस्य दूतकश्चिर्बिरः लिखितं सन्धिविग्रहाधिकृत
स्कंदभटेन २५२ चैत्र. व. ५

---

१ आ. प्रा. सं. ई. पा. ३१–३२ मांथी.

# ભાવનગર તાબે મહુવા પાસે કતપુર ગામેથી મળેલાં ધરસેન ૨ જાનાં તામ્રપત્રો[1]

સંવત ૨૫૨ વૈશાખ વદ ૫ (ઈ ... ભાવાન ... ગરના મી. વજેશંકર ...

ભાવનગર તાબે કાઠિઆવાડના દક્ષિણ કિનારેપરથી જડ્યાં હતાં અને એક નહી પા... અને જ્યાંથી આ પતરાંઓ મળ્યાં છે તે કતપુર ગામ તેની પૂર્વમા બે મેલપર મું છઉં. આ બન્ને પતરાંઓ, વલભી રાજાઓની મુદ્રા તથા બન્ને પતરાંઓ જોડાએલાં રાખવા માં પસાર કરેલી કડીઓ સહિત, ભાવનગરના મ્યુઝીયમમાં રાખ્યાં છે. કાટને લીધે બીજા પતરાના થોડા અક્ષરો ઝાંખા થઇ ગયા છે તોપણ તે સુરક્ષિત સ્થિતિમાં છે. તે ઉકેલવામાં કાટને લીધે કંઈ પણ હરકત થતી નથી. તેનું માપ ૧૦''×૭'' છે અને તેમાં અનુક્રમે ૧૬ અને ૧૭ પંક્તિઓ ફક્ત એક બાજુએ લખેલી છે.

વિશાખ અને બપ્પા નામના કોઈ બ્રહ્મચારીઓને અમુક યજ્ઞો કરવાના બદલામાં ડામરિ-પાટકની પૂર્વ તરફની સરહદ ઉપર એક ખેતરનું દાન બાબતનો આ લેખ છે. તે વલભી સંવત ૨૫૨ (ઈ. સ. ૫૭૧-૭૨) નો છે.

તે સંસ્કૃત ગદ્યમાં લખેલો છે. અને લિપિ વલભી છે.

---

૧ ભા. સં. ઈ. પા. ૩૫-૩૯

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति विजयस्कंधावारात् भद्रपत्तनकवासकात् प्रसभप्रणतामित्राणां मैत्रकाणाम-तुलबलसंपन्नमण्डलाभोगसंस-

२ क्तप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागानुरक्तमौलभृता (त्या )मित्रमित्रश्रेणीबलावाप्तराज्यश्री( : ) ॥

३ परममाहेश्वरः श्रीसेनापतिभटार्कः(र्कस्त )तस्यसुतःत( तस्त )त्पादरजोरुणावनतकृ-तशिरा( : )शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपाद

४ नखपंक्तिर्दीधितिर्दीनानाथकृपणजनो( प )जीव्यमानविभवः परममाहेश्वरः श्रीसे-नापतिधरसेनः त( नस्त )स्यानुजः त( जस्त )त्पादाभिप्रणाम

५ प्रशस्ततरविमलमौलिर्मणिर्म्मन्वादिप्रणि( णी )तविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगै

६ कस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिशे( षे )को महाविश्राणनावपूत-राज( ज्य )श्रीः परमागहेरो( परममाहेश्वरो )महाराजश्रीद्रोणसिंहः सिंह

७ इव तस्यानुजः स्वभुजबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणैशि( षि ) णां शरणमवबोद्धा शास्त्रार्थतत्त्वानां कल्पत

८ रुरिवसुहृत्प्रणयिनां यथाभिलषितकामफलोपभोगदः परमभागवतः महाराजश्रीध्रुव-सेनः त( स्त )स्यानुजः त( स्त )च( च )रणारविन्दप्रणतिप्रवि

९ धौताशेषकल्मषः सुविशुद्धस्वचरितोदकक्षालितसकलकल( कलि )कलंकः प्रसभ-निर्जिताराितिपक्षप्रथितमहिमा परमादित्यभक्त-

१० श्रीमहाराजद्ध( ध )रपट्टः त( स्त )स्यात्मजः त( स्त )त्पादसपर्य्यावाप्तपुण्योदयः शैशवात्प्रभृतिखड्गद्वितीयबाहुरेव समदपरगजघटा

११ स्फोटनप्रकाशितसत्त्वनिकषः त( स्त )त्प्रभावप्रणताराितिचूडारत्नप्रभासंसक्तसव्य ( व्य ) पादनखरश्मिसंहतिः सकलस्मृतिप्रणीत

१२ मार्गसम्यक्परिपालनप्रजाहृदयरंजनादन्वर्त्थराजशब्दो रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्य बुद्धिसंपद्भिः

१३ स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरुधनेशानतिशयानः शरणागताभयप्रदानपरतयातृ-णवदपास्ताशेषस्वकार्य्य

१४ फलप्रार्त्थनाधिकार्थप्रदानानन्दितविद्वत्सुहृदयः पादचारीवसकलभुवनमण्डलाभो-गप्रमोदः परममाहेश्वरः श्रीमहाराज

१५ गुहसेनः त( स्त )स्य सुतः तत्पादनखमयूखसंताननिसृ( स्रु )तजान्हवीजलौघ-विक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमानभोगसंप

१६ द्रूपलोभादिवाश्रितः सरसमाभिगामिकैर्गुणै( : )सहजशक्तिशिक्षाविशेषविस्मापिता-खिलधनुर्धरः ॥

## पतरूं बीजुं

१ प्रथमनरपतिसमभिसृष्टानामनुपालयिता धर्म्म्यदायानामपाकर्त्ता प्रजोपघातकारिणा
२ मुपप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य संहताराातिपक्षलक्ष्मीपरिभोगद-क्षविक्रमः ॥
३ विक्रमोपसंप्राप्तविमलपार्थि( व )श्री( : ) परममाहेश्वरः श्रीमहाराजधरसेन ॐ कुशली सर्व्वानेवायुक्तकि( क )विनियुक्तक
४ द्राङ्गिकमहत्तरचाटभ( ट )ध्रुवाधिकरणिकदण्डपाशिकराजस्थ( स्था )नीयकुमारा-मात्यादीनन्यांश्चयथासंबध्यमानकान्
५ समाज्ञापयत्यस्तु व( : ) संविदितं यथा मया मातापित्रोः पुण्याप्यायनायात्मनश्चै-हिकामुष्मिकयथाभिलषितफलावाप्तये
६ वहपालिकस्थल्यां डामरिपाटकग्रामे पूर्व्वेसीम्निक्षेत्रपादावर्त्तषष्टि( : ) साश्रा सपरिकरा सवातभूत
७ धाण्या( न्य )हिरण्यादेया सोत्पद्यमानविष्टिकासमस्तराजकीयानामहस्तप्रक्षेपणीया भूमिच्छिद्रन्यायेन छन्दोग
८ सब्रह्मचारिकिश्यपसगोत्रब्राह्मणविशाखबप्पाभ्यांबलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपञ्चम-हायाज्ञिकानांक्रियाणां
९ समुत्सर्प्पणार्थमाचन्द्रार्क्कार्णवसरित्क्षितिस्थितिस्ति( ति )समकालीनं पुत्रपौत्रान्वयभो-ग्याउदकसर्ग्गेण ब्रह्मदेये
१० निसृष्टायतोस्योचितया ब्रह्मदेयस्थित्या भुंजतः कृषतः कर्षयतो व्वा( वा )न कैश्चि-त्प्रतिषेधे वर्त्तितव्य
११ मागमिभद्रनृपतिभिश्चास्मद्वंशजैरनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यं च भूमिदानफलमवगच्छद्भिः( श्च )
१२ अयमस्मदा( द्दा )योनुमन्तव्य( : ) परिपालयितव्यश्चयश्चैनमाच्छिन्द्यादाच्छिद्यमा-नंवानुमोदेत सपञ्चभिर्म्महापातकैः सोपपात
१३ कै( : ) संयुक्तः स्यादित्युक्तंच भगवता वेदव्यासेन व्यासेन षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्ठतिभूमिदः आच्छेत्ता चानुमन्ता च
१४ तान्येव नरके वसेत् । विंध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः कृष्णाहयोहि जाय-न्ते भूमिदायहरानराः पूर्व्वदत्तां द्विजा-
१५ तिभ्यो यत्नाद्रक्षयुधिष्ठिर महीं महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य
१६ यदा भूमिः तस्य तस्य तदा फलं । यानीहदारिद्रभयान्नरेंद्रैर्धनानि धर्म्मायतनीकृ-तानि निर्म्माल्यवान्तप्रतिमानि
१७ तानि को नाम साधुः पुनराददीत इति ॥ लिखितं सन्धिविग्रहाधिकृतस्कन्दभ-टेन ॥ सं. २५२ वैशाख बहु ५
१८ स्वहस्तोमम महाराजश्री धरसेनस्य ॥ द. चिर्बिरः ।

## ' ભાષાન્તર '

ભદ્રપત્તનકમાં છાવણી નાંખી રહેલી વિજયી સેનામાંથી, મહારાજ ધરસેન, જેણે પોતાના પિતાના પાદનખમાંથી નિકળતાં કિરણોરૂપી ગંગાપ્રવાહ વડે પોતાનાં બધાં પાપો ધોઇ નાખ્યાં છે, જે પોતાના સૌંદર્યથી જાણે ખેંચાઈ આવ્યા ન હોય તેવા સઘળા સદ્ગુણો વડે સંપન્ન છે, જેની લક્ષ્મીનો પ્રભાવ પોતાના અસંખ્ય મિત્રોનો આરામ થઈ રહ્યો છે, જેણે પોતાના કુદરતી બળ તથા ચાતુર્ય વડે ધનુર્વિદ્યામાં કુશળ એવા સઘળાને આશ્ચર્ય પમાડ્યા છે, જે પ્રથમના રાજાઓનાં સારાં ધાર્મિક દાનો ચાલુ રાખે છે, ને પોતાની પ્રજાને પીડા કરતી દરેક ઉપાધિ દૂર કરે છે, જેનામાં શ્રી અને સરસ્વતી બન્નેનો વાસ છે, જે શત્રુઓની લક્ષ્મીનો હોશિયારીથી ઉપભોગ કરે છે, જેને રાજ્યપદ સીધી રીતે પ્રાપ્ત થયું છે, અને જે શંકરનો મહાન્ ભક્ત છે, અને જે મહારાજ શ્રીગુહસેનનો પુત્ર હતો, જેણે (ગુહસેને) પોતાના પિતાના પાદસેવનથી આધ્યાત્મિક ફલની પ્રાપ્તિ કરી હતી, જેણે પોતાની બાલ્યાવસ્થાથી જ ફક્ત એક તલવારની જ મદદથી શત્રુઓના મદાંધ ગજેન્દ્રોનાં મસ્તકો ભેદી અપૂર્વ શૌર્યની નિશાનીઓ બતાવી હતી, જેના ડાબા પાદનખનાં કિરણો પોતાની સત્તાને નમવા ફરજ પાડેલા શત્રુઓના મુગટનાં જવાહિરોના તેજ સાથે મળેલાં હતાં, જે સ્મૃતિઓના બધા આદેશો પ્રમાણે વર્તન કરી, પોતાની પ્રજાનાં હૃદયોને રંજન કરવા રાજા નામ ધારણ કરવાને સંપૂર્ણ રીતે લાયક હતો, જે સૌંદર્યમાં કામદેવથી, શોભામાં ચન્દ્રથી, સ્થૈર્યમાં હિમાલયથી, ગભીરતામાં સમુદ્રથી, જ્ઞાનમાં બૃહસ્પતિથી અને લક્ષ્મીમાં કુબેરથી પણ અધિક હતો, જે શરણાગતને રક્ષણ આપતો, અને એટલા માટે જે પોતાનું સર્વસ્વ એક તૃણવત્ સમજી આપી દેતો, જે વિદ્વાનોને તેઓની મહેનત બદલ માગવા કરતાં પણ વધારે આપી તેમનાં હૃદયોને ખુશ કરતો, જે જાણે સમસ્ત જગત્‌નો સાક્ષાત્ આનંદ જ હોય તેવો હતો, જે શંકરનો મહાન્ ભક્ત હતો, અને જે શ્રી મહારાજ ધરપટ્ટનો પુત્ર હતો, જેણે (ધરપટ્ટે) તેને પ્રણામ કરી પોતાના સર્વ પાપો ધોઇ નાખ્યાં હતાં, જેણે પોતાના સુચરિતથી કલિ સાથે આવેલી બધી દુષ્ટતા ધોઇ નાંખી હતી, જેની કીર્તિ શત્રુઓનો પરાજય કરવાથી સર્વત્ર પ્રસરી હતી, જે સૂર્યનો મહાન્ ભક્ત હતો, અને જે મહારાજ શ્રી ધ્રુવસેનનો ન્હાનો ભાઈ હતો જેણે ધ્રુવસેન) પોતાના બાહુબળ વડે શત્રુઓના અસંખ્ય હાથીઓનાં ટોળાંઓ પર વિજય મેળવ્યો હતો, જે શરણાગતનું રક્ષણ કરતો હતો, જે ધર્મમાં નિપુણ હતો, જે મિત્રો અને સંબંધીઓની ઇચ્છાઓ પાર પાડવાને લીધે કલ્પતરૂ સમાન હતો, જે ભગવાનનો મહાન્ ભક્ત હતો, અને જે સિંહસમાન મહારાજ શ્રી દ્રોણસિંહનો ન્હાનો ભાઈ હતો જેના (દ્રોણસિંહના) મુગટનું મણિ પોતાના બંધુને નમન કરવાથી પવિત્ર થયું હતું, જે મનુ વગેરેના આદેશોનું પાલન એજ ધર્મ માનતો હતો, જે સાક્ષાત્ ધર્મ જ હતો, જેણે નમ્રતા અને ફરજના નિયમો કર્યા હતા, જેનો રાજ્યાભિષેક પરમસ્વામિએ પોતે કર્યો હતો, જેની રાજ્યલક્ષ્મી ધાર્મિક દાનોને લીધે પવિત્ર થઈ હતી, જે શંકરનો પરમ ભક્ત હતો, અને જે શ્રી સેનાપતિ ધરસેનનો ન્હાનો ભાઈ હતો, જેનું (ધરસેનનું) મસ્તક પોતાના પિતાને નમવાથી તેની ચરણરજથી લાલ થયું હતું, જેના પગના નખોનું તેજ શત્રુઓનાં નમેલાં મસ્તકોના મુગટોનાં રત્નોના તેજમાં ભળવાથી વૃદ્ધિગત થતું હતું, જેના તેજને લીધે ગરીબ, નિરાધાર અને દુઃખી લોકો પોતાનું જીવન ટકાવી શકતા હતા, જે શંકરનો મહાન્ ભક્ત હતો, અને જે શ્રી સેનાપતિ ભટ્ટારકનો પુત્ર હતો, જેણે (ભટ્ટારકે) પોતાના અસંખ્ય મિત્રોના મોટાં લશ્કરો વડે શત્રુઓને નમાવી કીર્તિ મેળવી હતી, જે પોતાના બળ વડે મેળવેલાં કોમળતા, માન અને દયાળુપણાનાં સુખો ભોગવતો હતો, જેણે વંશપરંપરાના સેવકોનાં બળ વડે રાજ્યશ્રી પ્રાપ્ત કરી હતી, અને જે શંકરનો પરમ ભક્ત હતો, તે ધરસેન કુશળ હોઇને પોતાની સર્વ પ્રજા, સેવકો, દ્રાંગિકો (?) મહત્તર, ચાટભટ, ધ્રુવાધિકરણિકો, દણ્ડપાશિકો, મંત્રિઓ, રાજકુમારો, અને આ રાજ્યમાં રહેતા લોકો

તેમ જ જેને જેને સંબંધ હોય તેઓની જાણ માટે પ્રસિદ્ધ કરે છે કે વિશાખ અને બપ્પા નામના કશ્યપગોત્રના બ્રાહ્મણ બ્રહ્મચારીઓને યોગ્ય સંકલ્પ સાથે, પોતાના માતાપિતાના પુણ્ય માટે અને પોતાના આ લોક તથા પરલોકનાં ઇચ્છિત ફલોની પ્રાપ્તિ અર્થે, વહુપલિકસ્થલીમાં આવેલા ડામરિપાટક ગામની પૂર્વની સરહદપર ખેતી માટે ( ૬૦ ) સાઠ પાદાવર્તનું દાન કર્યું છે. તેઓ બન્ને સામવેદનો અભ્યાસ કરી, સાથે બલિદાન, ચરૂહોમ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, અને અતિથિ નામના પાંચ યજ્ઞો કરે એટલા માટે આ ક્ષેત્ર સાથેની તથા આસપાસની વસ્તુઓ, તેમાં કુદરતે ઉત્પન્ન કરેલો અથવા વાયુથી આણવામાં આવેલો પાક, સોનું લેવાનો અધિકાર, તથા ફરજીયાત મજુરીનું ઉત્પન્ન વિગેરે સહિત આપવામાં આવે છે. આનો ઉપભોગ તેના વંશજો યાવચ્ચંદ્રદિવાકરૌ કરશે. આનો ઉપભોગ કરવામાં અથવા દાન તરીકે આપેલ ક્ષેત્ર ખેડવામાં કોઇએ પણ તેઓને હરકત કરવી નહિ. ઐશ્વર્ય અનિત્ય છે અને માનુષ્ય અસ્થિર છે, તથા આ દાનનું ફલ પણ પોતાને પણ મળવાનું છે,– એવું જાણી તેના પછીના રાજાઓએ પણ આ દાનને માન આપવું તથા રક્ષણ કરવું. જે કોઈ આ દાન પાછું લેશે અગર તેમ કરવામાં અનુમોદન આપશે તે ન્હાના અનેક પાપો સાથે મ્હોટાં પાંચ પાપો કરવાના ગુન્હેગાર થશે. ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કેઃ—“ જમીનનું દાન કરનાર માણસ સ્વર્ગમાં સાઠ હજાર વર્ષ રહે છે, અને તે પાછું લેનાર અગર લઈ લેવા દેનાર તેટલો જ વખત નરકમાં રહે છે. પાછું લેનારાઓ કાળા સર્પો થઈ વિંધ્યાચલના પાણી વગરના પ્રદેશની સૂકી ગુફાઓમાં રહે છે. હે યુધિષ્ઠિર ! રાજાઓમાં શ્રેષ્ઠ ! બ્રાહ્મણોને પૂર્વે આપેલાં દાનોનું રક્ષણ કર. દાન આપવા કરતાં પણ આપેલાં દાનનું રક્ષણ કરવામાં રાજાઓનું વધારે શ્રેય છે. સગર આદિ ઘણા રાજાઓએ ભૂમિનો ઉપભોગ કર્યો છે, પણ જે સમયે જે રાજા હોય છે તે જ તેનો ઉપભોગ કરે છે. રાજાઓએ જે ધન ધર્મમાં આપેલું છે, તે નિર્માલ્ય અને વમન કરેલી વસ્તુ સમાન છે, કયો સાધુ પુરૂષ નિર્ધનાવસ્થાની બીકે તે પાછું લેશે ? ” સંધિવિગ્રહાધિકારી સ્કન્ધભટ્ટે આ લખ્યું છે. ( વલભી ) સંવત ૨૫૨ ના વૈશાખ કૃષ્ણપક્ષ ૫ ની તિથિ. આ સ્વહસ્ત મહારાજ શ્રી ધરસેન પોતાના છે. દૂતક ચિબ્બિર છે.

---

નં૦ ૪૦

# ધરસેન ૨ જાનાં ભાડવામાંથી મળેલાં તામ્રપત્રો*

## ગુપ્ત સંવત્ ૨૫૨ વૈશાખ વદ ૧૫ ( અમાવાસ્યા )

આ બે પતરાંઓ ૨૭ વર્ષ પહેલાં કાઠિઆવાડના હાલાર પ્રાંતમાં રાજકોટથી અગ્નિકોણમાં ૧૫ માઇલ ઉપર ભાડવા નામના મોટા ગામડામાંથી મળ્યાં હતાં. તે રાજકોટના વૉટસન મ્યુઝીયમમાં રાખવામાં આવ્યાં છે.

આ બે પતરાંઓ વલભીની સામાન્ય મુદ્રા વડે જોડેલાં છે; અને તે મુદ્રા પહેલાં પતરાંના નીચેના ભાગનાં એક કાણામાંથી બીજા પતરાના ઉપરના એક કાણામાં પસાર કરેલી છે. બન્ને પતરાંની જમણી બાજુનાં બે કાણાંઓમાંથી પસાર કરેલી કડી ખોવાઇ ગઈ છે.

પતરાંઓ એક બાજુ લખેલાં અને ઉત્તમ સુરક્ષિત સ્થિતિમાં છે. તેનું દરેકનું માપ ૧૦૩/૪"×૮૩/૨" છે. લખાણના રક્ષણ માટે ચારે હાંસીયાના કાંઠાઓ વાળી દીધેલા છે. દરેક પતરા-પર ૧૬ પંક્તિઓ લખેલી છે. બધા અક્ષરો તદ્દન સીધી લીટીમાં સુંદર અને ચોકખા કોતરેલા હોઈ દરેક સહેલાઈથી વાંચી શકાય છે. દરેક અક્ષર આશરે ૧/૮" પોહોળો અને ૩/૧૬" ઉંચો છે. પતરાંઓ પૂરાં ૧/૮" જાડાં હોવાથી અક્ષરો ઉંડા કોતરેલા છતાં પાછળ દેખાતા નથી.

આ દાનપત્ર વલભીમાંથી પરમમાહેશ્વર સામંત મહારાજ શ્રી ધરસેન( ૨ )એ જાહેર કરેલું છે. અને તે જ રાજાનાં બીજા પાંચ દાનપત્રોનાં વર્ષ તથા તિથિએ, એટલે વૈશાખ બ(હુલ) ૧૫ સંવત્ ૨૫૨, આપેલું છે. પ્રશંસાવાળી પ્રસ્તાવના તથા દરેક રાજાનું વર્ણન પણ ધરસેન ૨ જાનાં પ્રસિદ્ધ થયેલાં બીજાં સર્વ દાનપત્રો પ્રમાણે જ છે. પરંતુ તેના પૂર્વે ગુહસેને છોડી દીધેલો 'સામંત'નો ઇલ્કાબ ધ્રુવસેન ૧ લાની માફક તે પણ ધારણ કરે છે. તેના દાદાનું નામ ધરપડ લખ્યું છે, જ્યારે એક વધારાના અપવાદ સિવાય, તેનાં બીજા દાનપત્રોમાં ધરપટ્ટ અથવા ધરપટ્ટ લખેલું છે.

દાન લેનાર આનર્તપુરના રહીશ, અથર્વવેદના વિદ્યાર્થી, કૌશ્રવસ ગોત્રના રૂદ્રઘોશનો રૂદ્ર-ગોપ નામનો બ્રાહ્મણ છે. આ બ્રાહ્મણનું ગોત્ર વિચિત્ર છે. આ ગોત્રવાળો બ્રાહ્મણ મારા જાણવામાં નથી.

દાનમાં આપેલી વસ્તુ, આંબરેણુ સ્થલી( પ્રદેશ )( પ્રાપીય )માં આવેલું ગામ ઈપિકાનક उद्रङ्ग, उपरिकर, વિગેરે સાધારણ હક્કો સહિત છે.

દાન આપવાનો ઉદ્દેશ બ્રાહ્મણોને અપાતી દરેક દક્ષિણાના હેતુ મુજબ, પાંચ યજ્ઞો કરાવવાનો છે.

દાનપત્રમાં સંબોધન કરાએલા અધિકારીઓમાં અવલોકિક અને દશાપરાવિક નામના બે છે, જે અત્યાર સુધીમાં મળી આવેલાં તે વંશના કોઈપણ દાનપત્રમાં જોવામાં આવ્યાં નથી. પહેલા શબ્દનો અર્થ સમજાતો નથી. તેનો અર્થ કદાચ, જમીન મહેસુલ માટે ગામડાંના લોકોની જમીન ઉપર દેખરેખ રાખનાર અમલદાર એવો હોય. દશાપરાધિકનો અર્થ ઘણું કરીને ગામની

---

* એ. ભા. ઈ. વો. ૪ પા. ૩૩-૩૭ ડી. બી. દિસ્કલકર

હદમાં દશ અપરાધ કરનારાઓ ઉપર નાંખેલો દંડ વસુલ કરનાર એવો છે. કોઈ કોઈ વાર આ હક્ક દાન લેનારને આપવામાં આવતો હતો. (જુવો. सदशापराधं–ને દાનને લગતા હક્કો-માં બતાવ્યું છે.)

દૂતક અથવા આ દાનનો અમલકરનાર અધિકારી ચિર્બ્બિર છે. અને લેખક, સંધિ અને વિગ્રહનો મંત્રિ સ્કંદભટ છે. આ અધિકારી એ ઘણા લાંબા સમય સુધી, ગુહસેનના રાજ્યના ઉત્તર ભાગથી ધરસેન રાજાના અંત સુધી, એ અધિકારનો ઉપભોગ કર્યો લાગે છે.

લેખમાં બતાવેલાં સ્થળોમાં, વલભી એ ભાવનગરથી વાયવ્ય કોણમાં ૧૮ મૈલ ઉપર આવેલું હાલનું વાળા કહી શકાય. આનર્ત્તપુર એ, સુવિખ્યાત નાગર બ્રાહ્મણ જ્ઞાતિનું વતન ઉત્તર ગુજરાતમાં આવેલા હાલના વડનગરનું જૂનું નામ આનંદપુર એ જ મનાય છે.

નવાનગર સ્ટેટના એક ખવાસગિરાસદારના મુખ્ય શહેર આંબરણ અને આંબરેણું એ બન્ને વચ્ચે બહુ જ મળતાપણું છે. પરંતુ ઇષિકાનક ગામ ઓળખી શકાતું નથી. પણ આંબરેણું સ્થળ કાઠિઆવાડ કરતાં ગુજરાતમાં હોવાનો વધારે સંભવ છે.

તિથિનું વર્ણન બ(હુલ) ૧૫ તરીકે કરેલું છે તે ઐતિહાસિક દ્રષ્ટિએ જાણવાલાયક છે. મેં ઉપર કહ્યું છે તેમ, તે જ તારીખનાં બીજાં પાંચ દાનોમાં, તથા બીજાં, માસ અને વર્ષ જુદાં હોય એવાં દાનપત્રોમાં પણ એ આવે છે. તેનો અર્થ કૃષ્ણપક્ષનો ૧૫ મો દિવસ, એટલે અમાવાસ્યા એ જ છે. હાલના સમયમાં આપણો તે દિવસ વદ્ય (અથવા બાહુલ) ૩૦ એ રીતે બતાવીએ છીએ, જ્યારે પ્રાચીન સમયમાં પખવાડીઆનો છેલ્લો દિવસ શુ૦ ૧૫ અને બ. ૧૫ એ પ્રમાણે બતાવતા હતા, એવું જણાય છે.

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं[1] स्वस्ति वलभितः[2] प्रसभप्रणतामित्राणां मैत्रकाणांमतुलबलसपत्नमण्डलाभोग-
संसक्तसंप्रहारशतलब्धप्रतापप्र[3]

२ तापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागोनुरक्तमौलभृतमित्रश्रेणिबैलावाप्तराज्यश्री
परममाहेश्वरः श्रिसेनापति

३ भटार्क्कः तस्य सुतस्तत्पादरजोरुणावनतपवित्रिक्रितशिरा शिरोवनतशत्रुचुडामणि-
प्रभाविच्छुरितपादनखपंक्तिः[11]

४ [12]दिधितिर्द्दिनानाथक्रिपणजनोपजीव्यमानविभवः परममाहेश्वरः[15] श्रिसेनापति-
धरसेनस्तस्यानुजतत्पादाभिप्र[17]

५ मप्रशास्ततरविमलमौलिमणिर्म्मन्वादिप्रणितं विधिविधानधर्म्मा धर्म्मराज इव विहि-
तविनयव्यवस्थापद्धतिराखिल

६ भुवनमण्डलभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषिको[21] महाविश्रण-
नावपूतराजश्रिः परममहे

७ श्वरः श्रीमहाराजद्रोणसींह्वः सिंह इव तस्यानुजं स्वभुजबलपराक्रमेण परगजघ-
टानीकानामेकविजायि[27] शरणैषि

८ णां शरणमवबोद्धा शास्त्रतर्थतत्वानां कल्पतरुरिव सुहितप्रणयिनां यथाभिलषितफ-
लोपभोगदः परमभागवतः श्रीम-

९ हाराजध्रुवसेनः तस्यनुजंस्तच्चरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषं सुविशुध स्वच-
रितोदककषालिताशेषकलि

१० कलंक्क प्रसभनिर्जितारातिपक्षप्रथितमहिमा परमादित्यभक्तः श्रीमहाराजधर-
पैड तस्यसुतस्तत्पादसपर्य्यावाप्त

११ पूण्योदय शैषवात्प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितसत्व-
निकषः तत्प्रभावप्रणता

---

१ चिह्नरूपे २ वांचो वलभीतः ३ वांचो मैत्रकाणामतुल ४:—आ वर्षनां अन्य दानपत्रोमां नथी એवो सपत्न शब्द आहिंआ वपरायो छे के जे शब्द आ दानपत्र करतां प्राचीन दानपत्रोमां जोवामां आवे छे. जुओ ए. ई. वो. ३ पा. ३१९ ५ वांचो प्रताप ६ वांचो मानार्जवो ७ वांचो श्रेणी ८ वांचो राज्यश्रीः ९ वांचो श्री १० वांचो शिरा ११–१२ अने १३ वांचो नखपङ्क्तिदीधितिर्दीनानाथ १४ वांचो कृपण १५ वांचो श्री १६ वांचो नुजस्तत्पादा १७ वांचो प्रणाम १८ वांचो प्रणति १९ वांचो पद्धतिरखिल २० वांचो भुवनमण्डलाभोगैक २१ वांचो राज्याभिषेको २२ वांचो महाविश्राण २३ वांचो राज्यश्रीः २४ वांचो माहेश्वर २५ वांचो द्रोणसिंह २६ वांचो तस्यानुज २७ वांचो विजयी २८ वांचो शास्त्रार्थतत्वानां २९ वांचो सुहृत् ३० वांचो तस्यानुज ३१ वांचो कल्मषः ३२ वांचो सुविशुद्ध ३३ वांचो कलङ्क ३४ वांचो धरपडः ३५ वांचो पुण्योदयः ३६ वांचो शैशवात् ३७ वांचो सत्त्व

१२ रातिचूडारत्नप्रभासंसक्तसव्येपादनखरश्मिसंहति सकलस्मृतिप्रणितमार्गसम्य-ग्परिपालनाप्रजाहृदयरंजना

१३ दन्वर्थराजशब्दो रुपकान्तिस्थैर्य्यधैर्य्यगांभीर्य्यबुद्धिसंपद्भिः स्मारशशाङ्काद्रिराजो-दधित्रिदशगुरुधनेशानतिशयानः श-

१४ रणागताभयप्रदानपरतया त्रिणवदपास्ताशेषस्वकार्य्यफलं प्रार्थनाधिकार्थप्रजा-(दा) नानन्दितविद्वत्सुहृत्प्रणयिहृद

१५ यः पादचारिवे सकलभूवनमण्डलाभोगप्रमोदः परममाहेश्वरो महाराजश्रीगु-हसेनेन तस्य सुत तत्पादनखमयू

१६ खसंन्तानविसृतजाह्नवीजलौघविक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यभोग-संपत् रुपलोभा

## बीजुं पतरूं

१७ दिवाश्रितः सरभाभिगामिकैर्गुणैः सहजशक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृ

१८ ष्टानामनुपालयिता धर्म्मदायानामपाकर्ता प्रजोपघातकरिणांमुपप्लवानां दरिशयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सं

१९ हताराति पक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमक्रमोपसंप्राप्तविमलपार्थिवश्री परममाहेश्वरः समन्तमहाराजश्रीधर

२० सेनः कुशली सर्व्वानेवायुक्तकविनियुक्तकद्राङ्गिकमहत्तरचाटभटध्रुवाधिकरणिकदा-ण्डपाषिकशौल्किकावलोकि

२१ प्रतिसारकचोरोद्धरणिकदशापराधिकराजस्थानियकुमारामात्यादीन्यैन्यांश्च यथा सम्बध्यमानकां समाज्ञापयत्यस्तु वै

२२ संविदितं यथा मया मातापित्रो पुण्याप्ययनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषित-फलावाप्तये आनर्त्तपुरवास्तव्यकौश्र

२३ वसमगोत्राय अथर्व्वणसब्रह्मचारिणे ब्राह्मणरुद्रघोषपुत्ररुद्रगोपाय अम्बरेणुस्थली-प्रापीय इषिकानकग्रामः सोद्र

---

१ वांचो सव्य २ अने ३ वांचो रश्मिसंहतिः ४ वांचो स्मृतिप्रणीत ५ हृदय ६ वांचो रूप ७ वांचो बुद्धि ८ वांचो स्मर ९ वांचो तृण १० वांचो फल ११ वांचो विद्वत्सुहृत्प्रणयि १२ वांचो पादचारीव १३ वांचो भुवन १४ वांचो गुहसेन १५ वांचो सुत १६ वांचो सन्तान १७ वांचो विसृत १८ वांचो संपत् १९ वांचो रूप २० वांचो परसमाभिगामिकैर्गुणैः २१ वांचो सृष्टाना २२ वांचो धर्म्म २३ वांचो कारिणामुपप्लवानां २४ वांचो दर्शयिता २५ वांचो लक्ष्मी २६ वांचो श्रीः २७ वांचो माहेश्वरः २८ वांचो सामन्त २९ वांचो विनियुक्तक ३० वांचो पाशिक ३१ वांचे चौरोद्धरणिक ३२ वांचो राजस्थानीय ३३ वांचो दीनन्यांश्च ३४ वांचो मानकान ३५ वांचो वः ३६ वांचो मातापित्रोः ३७ वांचो पुण्याप्यायनाय ३८ वांचो ब्रह्मचारिणे

२४ द्रं[1] सोपरिकरं[2] सभूतवातप्रत्यायं[3] सधान्यहिरण्यदेयं[4] स्योतपद्यमानविष्टीकं[5] सद-
शापरांध[6] समस्तराजकीयानामहस्त

२५ प्रक्षेपणीयः भूमिच्छिद्रन्यायेन बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपञ्चमहायाज्ञिकानां
क्रयानां[7] समुत्सर्प्पणार्त्थमाचद्र्का[8]

२६ र्ण्णवसरिक्षितिस्थितिसमकोलीनं[9] पुत्रपौत्रान्वयभोग्यं[10] उदकातिसर्गेण ब्रंह्मदेयं[11]
निसिष्टि[12] यतोऽस्योचितया ब्रह्मदेयस्थित्या भुं[13]

२७ जैतः कुषतः कर्षापयतः प्रदिषतः प्रदिशापयतो वा न कैश्चिं[14] प्रतिषेधे वर्त्तितव्य-
मागाभिभद्रन्रिपतिभिश्चाॅस्मद्वंशजैर[15]

२८ न्यद्वंशजैर्व्वानित्यन्यैश्वर्य्यन्यस्थिरं[16] मानुष्यं सामान्यंञ्चं[17] भूमिदानफलमवगच्छाद्भि-
रयमस्सदायोनुमन्तव्य[18] परिपालयितव्य

२९ श्च [ । ] यश्चैनमाच्छिंचेदाच्छिद्यमानं[19] वानुमोदेत स पञ्चभिर्म्माहापातकेः[20]
सोपपातकैः संयुंक्त[21] स्यादित्युक्तञ्चं[22] भगवता वेदव्यासेन व्यसे[23]

३० नं[24] ॥ षष्टी[25] वर्षसहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः [ । ] आच्छेत्ताचामन्तों[26]
च तान्येव नरके वसें[27] ॥ पूर्व्वदत्तां द्विजातिभ्यो यत्नॉद्रक्ष[28] युधिष्ठिरॅ[29] [ । ] महीं

३१ महिमतांश्रेष्ठ दोनाच्छ्रेयोनुपालनं[30] ॥ बहुभिर्व्वसुधाॅभूक्ता[31] राजेभि[32] सगरा-
दिभि[33] [ । ] यस्य यस्य यादॉ[34] भूमितस्य तस्य तदा फलमिति= [ ॥ ]

३२ स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य । लिखितं सन्धिविग्रहाधिकरणाधिक्रितॅ[35]-
स्कन्दभटेन । द्रुं[36] चिर्ब्बिरः [ । ] सं[37] २०० ५० २ वैशाख बे १९

---

१ वांचो सोद्रङ्ग २ वांचो सोपरिकर ३ वांचो सभूतवातप्रत्यायः ४ वांचो सधान्यहिरण्यादेयः ५ वांचो सोत्पद्यमानविष्टीकः ६ वांचो सदशापराधः ७ वांचो क्रियाणां ८ वांचो चन्द्रा ९ वांचो सरित्क्षितिसमकालीनः १० वांचो पुत्रपौत्रान्वयभोग्यः ११ वांचो ब्रह्मदेयः १२ वांचो निसृष्टः १३ वांचो भुञ्जतः कृषतः कर्षयतः प्रदिशतः प्रदेशयता १४ वांचो कैश्चित १५ वांचो नृपतिभिश्चास्मद्वंशजैः १६ वांचो अनित्यान्यैश्वर्य्याण्यस्थिरं १७ वांचो सामान्यञ्च १८ वांचो मस्मद्दायोनुमन्तव्यः १९ वांचो च्छिद्यादा २० वांचो महापातकैः २१ वांचो संयुक्त २२ वांचो क्तञ्च २३ वांचो व्यासेन २४ वांचो षष्टिं २५ वांचो चानुमन्ता २६ वांचो वसेत २७ वांचो यत्नाद्रक्ष २८ वांचो युधिष्ठिर २९ वांचो दानाच्छ्रेयो ३० वांचो भुक्ता ३१ वांचो राजभिः ३२ वांचो सगरादिभिः ३३ वांचो यदा ३४ वांचो कृत ३५ वांचो दूतक ३६ संवत ३७ वांचो बहुलपक्ष

# ધરસેન ૨ જાનાં પાલિતાણાનાં તામ્રપત્રો[1]

[ ગુપ્ત- ] સંવત્ ૨૫૨ વૈશાખ વદ ૧૫ ( અમાસ ) ઈ. સ. ૫૭૧

કાઠિઆવાડમાં પાલિતાણામાંના ભોંયરામાંથી આશરે ૪૦ વર્ષ ઉપર મળી આવેલાં અને હાલ પાલિતાણા સ્ટેટની માલિકીનાં તામ્રપત્રોની સાત જોડીઓમાંનાં આ પતરાંઓ છે. સિંહાદિત્યનાં પતરાંઓ માફક આ પણ પ્રથમ ઈન્ડીયન એન્ટિકવેરી વો. ૩૯ પા. ૧૩૦ નં૦ ૫ માં મી. એ. એમ. ટી. જેકસને, ( આ ઈ. સી. એસ ) વર્ણવ્યાં હતાં. ડો. વોગેલના કારકુને બનાવેલી તેની બે શાહીની છાપો ઉપરથી તે ઉપરનો લેખ હું પ્રસિદ્ધ કરૂં છું. પાલિતાણાના એડમિનિસ્ટ્રેટર મી. ડબ્લ્યુ. સી. ટયુડર ઓવને અસલ પતરાંઓ કૃપા કરીને રાય. બાહાદુર વેંકય્યને આપ્યાં હતાં, અને તેમણે આ શાહીની છાપો મારા ઉપયોગ માટે મને આપી હતી.

આ બે તામ્રપત્રો છે, અને તે મી. વેંકય્યના કહેવા પ્રમાણે, ૧૧½ ઇંચ પહોળાં અને ૭½ ઇંચ લાંબાં છે. દરેક પતરાની અંદરની બાજુએ લેખની ૧૮ પંક્તિઓ છે. પહેલા પતરાને નીચે અને બીજાની ઉપર બે કડીઓનાં કાણાં છે. પરંતુ મળેલી મુદ્રા આ પતરાંઓની છે કે તે સાથે મળેલાં મૈત્રકોનાં બીજાં પાંચ પતરાંઓની છે, તે કહેવું મુશ્કેલ છે.

તે ઉપરનો લેખ સુરક્ષિત સ્થિતિમાં છે. અને લિપિ સામાન્ય વલભી છે.

લેખમાં વલભીના રાજા ધરસેન ૨ જાના જમીનના દાનનું વર્ણન છે. અને તેની તિથિ વર્ષ વગેરે તે જ રાજાનાં બીજાં ચાર દાનો પ્રમાણેની છે. યશોગાન કરતી પ્રસ્તાવના લગભગ ધરસેન ૨ જાનાં પ્રસિદ્ધ થયેલાં બીજાં દાનો પ્રમાણે જ છે. ખાસ જાણવા જેવી હકીકત ફક્ત એ જ છે કે તેના દાદાનું નામ ધરપડ લખેલું છે, જ્યારે તેનાં બીજાં દાનોમાં ધરપટ્ટ અથવા ધરપટ્ટ આપેલું છે. દાનનો ભાગ આ પ્રમાણે છેઃ—

( પં. ૧ ) વલભી માંથી—

( પં. ૨૧ ) મહેશ્વર( શિવ )નો પરમ ભક્ત, યશસ્વી મહારાજ ધરસેન (૨) કુશળ હોઈ, સર્વ અધિકારીઓ, જેવાકે, આયુક્તકો, વિનિયુક્તકો, દ્રાંગિકો, મહત્તરો, કાચા અને પાકા સૈનિકો, ધ્રુવાધિકરણિકો, દણ્ડપાશિકો, ચોરોદ્ધરણિકો, રાજસ્થાનીય, કુમારામાત્યો વિગેરે તથા સંબંધ ધરાવતા સર્વને શાસન કરે છે કેઃ—

તમોને જણાવું છું કે મારા માતાપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે તથા આલોકે તેમ જ પરલોકમાં ફલ પ્રાપ્તિ અર્થે મેં નીચે પ્રમાણે દાન કરેલું છેઃ--

૧૮૦ પાદાવર્તો-[બંવૂ]વાનક પ્રદેશના નાટયોટક ગામની ઈશાને,અને એકલિક ગામમાં દારકના ક્ષેત્રની પશ્ચિમે અને આદિત્યના ક્ષેત્રની ઉત્તરે; ૧૨૦ પાદાવર્તો અને ૩૨ પાદાવર્તોનું નિંબતળાવ જે (નાટયોટકની) વાયવ્યના રસ્તાની પૂર્વે છે; નિંબકૂપ પ્રદેશના દે(વ)રક્ષિતપાટકની નૈરૃત્ય તરફ ખણ્ડભેદક તળાવની ઉપરના ભાગમાં, અને વત્સવહક નદીના બન્ને કાંઠા પર ગોક્ષની માલીકિના

---

[1] એ. ઈ. વો. ૧૧પા. ૮૦ પ્રો. ઈ. હુલ્શ

१३० પાદાવર્તો; કદમ્બપદ્ર પ્રદેશનાં ચિત્રકસ્થલ્ય ગામની ઉત્તરે ધાર્મિકની માલકીના ૧૦૦ પાદાવર્તો; અને કદમ્બપદ્રની જમીનની પૂર્વ તરફની સીમા પર કોધકની માલીકિનું અવતર તળાવ.

આ જમીન તે સાથેના उद्रङ्ग, परिकर-वात-भूत-धान्य-हिरण्यादेय, તથા ફરજીયાત મજુરીના હક્ક સાથે, કોઈ પણ રાજના અધિકારીની દખલગિરિ રહિત भूमिच्छिद्र ન્યાયે, તે કૌશિક ગોત્રના વાજસનેય-માધ્યંદિન શાખાના બે રોહ્ન તથા સ્યેન નામના બ્રાહ્મણોને, बलि, चरु, वैश्वदेव, अग्निहोत्र, અને अथिति નામના પાંચ મહાયજ્ઞો કરવા માટે, ચંદ્ર, સૂર્ય, સમુદ્ર અને નદીના અસ્તિત્વ પર્યંત તેના પુત્ર, પૌત્ર અને પછીના વંશજોના ઉપભોગ માટે ब्रह्मदेय તરીકે આપેલી છે.

ત્યાર પછી હંમેશ મુજબ બોધ અને વ્યાપ્તના બે શ્લોકો છે. છેલ્લી પંક્તિ આ પ્રમાણે છેઃ--

મારી, મહારાજા શ્રીધરસેનની સહી ( આ છે ) ( આ લેખ ) संधिविग्रहाधिकृत સ્કંદભટે લખ્યો છે. દૂ(તક) ચિર્બિર ( હતો ). સંવત્ ૨૫૨ વૈશાખ વદ ૧૫. તારીખ ગુપ્ત-વલ્લભી સંવત ની ગણવી. અને બતાવેલો મહિનો ઈ. સ. ૫૭૧ નો આવે છે. ધરસેન ૨ જાનાં બીજાં પાંચ દાનોમાં દૂતક ચિર્બિર બતાવેલો છે. લેખક સ્કંદભટ, ધરસેન ૨ જા તથા તેના પિતા અને પહેલા આવનાર ગુહસેન બન્નેનો સેવક હતો. લેખમાં બતાવેલાં સ્થળો ઓળખી શકાયાં નથી.

અનુલેખ,

વલભીના દાન વિષેના પહેલાંના બે લેખોમાં મેં ભૂલો કરી છે તે સુધારવાને આ તકનો હું લાભ લઉં છું.

૧. વો. ૩ પા. ૩૨૩.પં. ૧૧ માં વાંચોઃ "હરિયાનક, જે હસ્તવપ્રાહરણીના ( એક પેટા ભાગ ) અક્ષસરકમાં આવેલું છે." ( પ્રાપ્યને બદલે ) પ્રાપીય સારૂ જુઓ ઉપર, પા. ૯૧ નોટ ૧.

૨. મી. ટી. કે. લહુ એ મારી સાથે નોગવાનાં પતરાં ( વો. ૮ નં ૨૦ ) વાંચતાં યોગ્ય કહ્યું હતું કે उच्यमान નો અર્થ "કહ્યું" નથી, પરંતુ "કહેવાતું, હવે પછી જણાવવામાં આવતું" એવો છે. માટે उच्यमानभुक्तौ અને उच्यमानविषये ( વો. ૮ પા. ૧૮૯ ) એ શબ્દો नवग्रामकभुक्तौ અને चंद्रपुत्रक-विषये ને બદલે છે. તે જ પ્રમાણે, પા. ૧૯૩ માં પાઠની પંક્તિઓ ૩૮ અને ૪૦ માં उच्यमान--चातुर्विद्य-सामान्य એ नवग्रामक-चातुर्विद्य-सामान्य ને બદલે છે. અને પા. ૧૯૮ ઉપર પંક્તિ ૪૩ માં તે જ શબ્દ चंद्रपुत्रक-चातुर्विद्य-सामान्य ને બદલે છે. તેથી વો. ૮ના સાંકળીઆમાં नवग्रामक-भुक्ति અને चंद्रपुत्रक--विषय એ બે પ્રદેશો આપવા પડશે.

પતરૂં પહેલું

१ [ओं ] स्वस्तं[1] [ ॥ ] वलभीत[ : ]प्रसभप्रणतामित्राणां मैत्रकांणां[2]मतुलबलस-
पत्नमण्डल[ । ]भोगसं( स )सक्तसंप्रह[ । ]रशतलब्धप्रता-
२ प[ : ] [ प्र ]तापोपनतदानम[ । ]नार्ज्जवोपार्ज्जिता[ नु ]रागोनुरक्तमौलभृतमि-
त्रश्रीणीबलावाप्त( ॥ )राज्यश्री[ : ][3] परममाहेश्वरः
३ श्रीसेनापेतिभटार्कस्तस्यँ[4] सुतस्तत्पादरजोरुणावनतपवित्रिक्रितशिरा[ : ][5] शिरावन-
तशत्रुचूडामणिप्रभाविछुं[6]
४ रितपदनखपन्तिदीधितिदीनानाथक्रिपणजनोपजीव्यमानविभव[ : ][7] पर[ म् ]-
माहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्यानु-
५ जस्त[ त ]पादाभिप्रणामप्रस्ततस्ततरविमलमौलिमाणिर्म्म( । )न्वादिप्रणीतविधिवि-
धानधर्म्मा[8] धर्मराज यिवं वि[ हि ] तविन-
६ यव्यवस्थापद्धतरखिलभुवनमण्डलाभगैकस्वामिनो[9] परमस्वामिनास्वयमुपहितराज्या-
भिषकमहो[10] विश्राणनाव-
७ पूतराजश्री[ : ] परममाहेश्वर[11] महाराजश्रीद्रोणसिङ्[12] [ : ] सिंहँ[13] इव तस्या-
नुज[ : ] स्वभुजबलपराक्रमेण परगजघ-
८ टानीकानामकविजयि[14] शरणेषिणां[15] शरणमवबोद्धा शास्त्रार्थतत्वानां[16] कल्पतररिवं[17]
सुहृ[ त् ]प्रणयिनां[18] यथाभि-
९ लषितकामफलोपभोगद[ : ] परमभागवत [ : ] श्रीमहाराजध्रुवसेनस्तस्यानुज-
स्तच्चरणार[ वि ]न्दप्रणतिप्रविधौतां[19]-
१० शेषकल्मषः सुविशुद्धस्वचरितोदकक्षालित( । )सकलकलिकलंकः प्रसभनिर्ज्जिता-
रातिपक्षप्रथितमहिमां[20] पर-
११ मादित्यभक्त[ : ] श्रीमहाराजधरपडस्तस्य[ । ]त्मजस्तत्पाद( । ) सपरिय्यावा-
प्तपुण्योदय[ : ][21] शैशवा[ त् ] प्रभृतं[22] खड्गद्वितियँ[23]-
१२ बाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितस्वत्वनिकँषः[24] तत्प्रभाव( । )प्रणताराति-
चूड( । )रत्नप्रभासंस-
१३ क्तसव्यपादनखरश्मिसंहति[ : ] सकलस्मितिप्रणितमार्ग्गसम्यत्परिपालनप्रजाहृद-
यर[ ञ्ज ]नादन्वर्थराजशब्दो[25] [ रू ]

---

१ वांचो स्वस्ति २ वांचो मैत्रकाणाम ३ वांचो श्रेणी ४ वांचो सेनापति ५ वांचो पवित्रीकृत ६ वांचो शिरो અને विच्छु ७ वांचो पादनखपङ्क्तिदीधितिर्दीनानाथकृपण ८ वांचो प्रशस्ततर ९ वांचो इव १० वांचो पद्धति અને लाभोगैक ११ वांचो भिषेक १२ वांचो श्वरो १३ वांचो सिंहः सिंह १४ वांचो नामेकविजयी १५ वांचो शरणै १६ वांचो तत्त्वानां १७ वांचो तरुरिव १८ वांचो नां १९ वांचो विधौता २० वांचो मा २१ वांचो सपर्य्या २२ वांचो प्रभृति २३ वांचो द्वितीय २४ वांचो सत्त्व २५ वांचो स्मृतिप्रणीत અને सम्यक्परि

१४ पकान्तिस्थिर्य्यगाम्भिर्य्यबुद्धिसम्पद्भि[ : ][1] स्मरशश[ । ]ङ्क[ । ]द्रिराजोदधि-
त्रिदशगुरुधनेशान[ । ]तिशयान[ : ][2] शरणगताभय-

१५ प्रदानपरतया तृणवदपास्त[ । ]शेषस्वकार्य्यफल[ : ][3]प्र[ । ]र्त्थन[ । ]धिका-
र्त्थप्रदानानन्दितविद्वत्सुहृ[ त् ] प्रणयिहृद-

१६ य[ : ] पादचारिवँ सकलभूवनमण्डलाभोगप्रमोद[ : ][4] परममाहेशर[ : ][5]
श्रीमह[ । ] राजगुहसेनस्तस्य सुतस्तत्पा-

१७ दन[ ख ]मयूखसन्त[ । ]ननिन्त्रिनजाह्नविजलोघविक्षालिताशेषकल्मपः प्रणयि-
शतसहस्रोपजी-

१८ व्य( : ) भोगसम्प[ द् ] [ रू ]पलोभा[ दि ]वाश्रीत[ : ][6] सरसम[ । ]भिगा
मिकैर्गुणे सहजशक्तिशीक्षाविशेषविमापिताखिलधनु[ र्द्धर ] [ : ][10]

पतरूं बीजुं

१९ प्रथम[ न ]रपतिस[ मतिस्र ]ष्ट[ । ] नांमनुपालयतों धर्म्मदायाना[ म ]पकर्त्ता-
प्रजोपघ[ । ]तकारिणां( न )मु[ प ][12]

२० प्लवानं[ । ] दरिशयितों श्रीसरस्वत्योरेका[धि]वासस्य संहताराप्तिपक्षमलक्ष्मिपरिक्षो-
भदक्षविक्रम[ : ][14] क्रमो[ प ]-

२१ संप्र[ । ]सविमलपार्त्थिवश्री[ : ] परममाहेश्वर[ : ] श्रीमहाराजधरसेन( ॥ )
कुशली सर्व्वानेवायुक्तकविनियुक्तकद्रांगिक-

२२ महत्तरचाटभटध्रुवाधिकरणिकदाण्डपाशकचोरोद्धरणिकराजस्थानीयकुमारामात्यादी-
( नां ) नन्यांश्चं य[ था ]-

२३ सबद्धमानका[ न् ][16] समाज्ञापयत्यस्तु व[ : ] संविदितं[17] यथा मया म[ । ]-
तापित्रुपुण्याप्यायना[ या ] त्मनश्चैहिक[ । ] मुष्मिकर्फ-

२४ ल[ । ] वाप्तये ॥ [ बंचू ]वानकस्थलिप्र[ । ]प्ये[19] नाव्योटकग्रामे पुर्व्वोत्तर-
सिम्नि[20] तथा एकलिकग्रामे च[ द ]ारकसत्कक्षेत्राद-

२५ परत[ : ] [ च ]रिपादावर्त्तशतं अशीत्यधिकं तथा आदित्यक्षेत्राचोतरत-
[ : ][23] ॥ तथा( द )परोतरसीम्नि[24] पथों पूर्व्वत[ : ] पादावर्त्तशतं[25]

---

१ वांचो स्थैर्य्यगाम्भीर्य्य २ वांचो शशाङ्काद्रि ३ तृणवद् नो द कोतरनारे ब भाथी सुधार्यो छे ४ वांचो चारीव ५ वांचो भुवन ६ वांचो हेश्वर ७ वांचो संताननिर्वृत्तजाह्नवीजलौघ ८ वांचो वाश्रित ९ वांचो कैर्गुणैः १० वांचो शिक्षा अने विस्मापिता ११ वांचो नामनुपालयिता १२ वांचो कारिणामुप १३ वांचो दर्शयिता १४ वांचो लक्ष्मीपरिभोग १५ वांचो पाशिक १६ वांचो संबध्यमान १७ वांचो तं १८ वांचो पितृ १९ वांचो स्थलीप्राप्ये २० वांचो पुर्व्वोत्तरसीम्नि २१ वांचो शतमशीत्यधिकं २२ वांचो क्षेत्राच्चोत्तरतः २३ क्षेत्तर २४ वांचो पथः २५ शतं

२६ त्रिशधिकं[1] द्वात्रिंशपादावर्त्तपरिसरो[2] निम्बवापी[ । ] तथा निम्बकुपस्थलिम[ ा ]-
पीये[3] दे[ व ] रक्षितपाटके अवरदक्षणसीम्निं[4]

२७ वत्सवहकस्योभयतटेषुं[5] खण्डभेदकतटाकाग्रोदरे च पादावर्त्तशतं त्रिशधिकं[6] गोक्ष
प्रत्ययं[ । ] कदम्बप-

२८ द्रस्थलिप्रापिये[7] चित्रकस्थल्यग्रामे उत्तरसीम्नि पादावर्त्तशतं धार्म्मिकप्रत्ययं[ । ]
तथा कदम्बपद्रस्थलके पूर्व्वसीम्नि कोष्ककूपल्यगा [ अवरत ]-

२९ वापी[ । ] एत[ त् ] सोद्रङ्गं सोपरिकरं[8] सव [ ा ] तभूतधान्यहि[ र ] ण्यादेयं
सोत्पद्यम[ ा ]नवेष्टिकं समस्तराजकिय[ । ] न ( । ) महस्तप्रक्षेपेणियं[9] भूमि-
च्छिद्रन्याये( न )[10]

३० ( न ) वाजसनेयमाध्यन्दिनकौशिकसगोत्रब्र( ा )ह्मणरोघरयेनाभ्यां बलिचरुवैश्व-
देवाग्निहोत्रातिथिपञ्चमहायाज्ञिकानं[ ा ]

३१ क्रियाणां समुत्सर्प्पणार्थमाचन्द्रर्क्कार्णि ( व ) [11]सिरिक्षितिस्थितिसमकालिनं पुत्रपौ-
त्रान्वयभोग्यं उ( द )कातिस( र्गे )ण ब्र

३२ ह्मदेयं निसिष्टं[12]( । ) यतोस्योचितया ब्रह्मदेयस्थित्या भुजत( : ) क्रिषत( : )
कर्पिपयत( : )[13] प्रदिश( त्य ) तो वा व केश्चि( त् ) प्रतिषेधे वर्त्तित( व्य )

३३ मागामिभद्रन्रिपतिभिश्चास्वद्रशजैरनित्यानैश्वर्य्यान्यस्थिरं[14] म( ा ) नुष्यं सामा-
न्यश्च भुमिदानफलामवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्य[ : ][15]

३४ परिपालयतव्यश्चे( । )यश्चैनमाछिन्द्य( ा )दाछिद्यम( ा )नं( । ) वानुमोदेत स
पञ्चभिमहापातकै( : )[16] सोपपातकै( : ) सयुक्त( : )[17] स्यादित्युक्तं च भग-
वता वेदव्यां-

३५ सेन व्य( ा )से[ न ॥ ] षष्टिवरिषसहस्रांणि स्वर्गे तिष्ठति भुमिदः( : [18] । )
अछेत चानुमन्त( ा ) च तान्येव नेरके[19] वसे( त ) । [ १ ] बहुभिर्व्वसुधा
भुक्ता राजभि[ : ] सगरादिभि( : ) यस्य यस्य यदा भु

३६ मि( त )स्यै तस्य तदा ( फ )लमिति ॥ ( २ ) स्वहस्तो मम महाराज (श्री)
धरसेनस्य ॥ लिखितं सन्धिविग्रहाधिकितस्कन्दभटेनं[20] ॥ दूँचिर्व्विर[ : ] ॥
स २०० ५० २ वैश[ ा ]ख ब १० ५ ( ॥ )

---

१ वांचो त्रिंशत्यधिकं २ वांचो द्वात्रिंशत्पादा ३ वांचो कूपस्थलीप्राप्ये. ४ वांचो अपरदक्षिण ५ वांचो तटयोः ६ वांचो त्रिंशदधिकं ७ वांचो स्थलीप्राप्ये ८ वांचो करं ९ वांचो राजकीया अने प्रक्षेपणीयं १० वांचो भूमिच्छिद्र ११ वांचो सरित्क्षितिअनेकालीनं १२ वांचो निसृष्टं १३ वांचो भुंजतः कृषतः कर्षयतः १४ वांचो नृपतिभिश्चास्मद्वंशजैरनित्यान्यैश्वर्य्याण्यस्थिरं. १५ वांचो भूमि, गच्छ, अने स्मद्दायो १६ वांचो पालयित १७ वांचो माच्छिन्द्यादाच्छिद्य. १८ वांचो भिर्महा १९ वांचो संयुक्तः २० वांचो क्तं २१ वांचो वेद २२ वांचो वर्ष २३ वांचो भूमि २४ वांचो आच्छेत्ता २५ वांचो नरके २६ वांचो भूमिस्तस्य २७ भिकृतं २८ द्द ते दूतकनुं टुंकुरुप छे

નં૦ ૪૨

# ધરસેન ૨ જાનાં માળિયાનાં તામ્રપત્રો[1]

## ગુ. સંવત ૨૫૨ ( ઈ. સ. ૫૭૧–૭૨ ) વૈશાખ વદ ૧૫

આ લેખ તરફ પ્રથમ ૧૮૮૪ માં ઈ. એ. વો. ૧૩ પા. ૧૬૦ માં મેં ધ્યાન ખેંચ્યું હતું મુંબઈ ઇલાકામાં કાઠિઆવાડના સ્વસ્થાન જુનાગઢના માળિયા મહાલના મુખ્ય શહેર માળિયામાંથી[2] મળી આવેલાં કેટલાક તામ્રપત્રો ઉપરથી આ લેખ લખેલો છે. મૂળ પતરાંઓ જૂનાગઢના દરબારના હવાલામાં છે.

હરેક લગભગ ૧૧$\frac{૩}{૪}$"×૭$\frac{૩}{૮}$" ના માપનાં એવાં બે પતરાંઓ છે. અને તેની એક બાજુપર લેખ લખેલો છે. લેખના રક્ષણ માટે કાંઠાઓ વાળી દીધેલા છે. અને આખો લેખ સુરક્ષિત સ્થિતિમાં છે. પતરાંઓ ઠીક ઠીક જાડાં છે, પણ અક્ષરો ઉંડા હોઈ પાછળના ભાગમાં ચોખ્ખા દેખી શકાય છે. કોતરકામ સારૂં કરેલું છે, પરંતુ અક્ષરોની અંદર કોતરનારનાં ઓજારોનાં નિશાન હંમેશ મુજબ દેખાય છે. પહેલા પતરાની નીચે અને બીજાની ઉપરના ભાગમાં કાણામાંથી પસાર કરેલી કડીઓથી પતરાંઓ જોડેલાં છે. મારા જોવામાં આવ્યાં ત્યારે બન્ને કડીઓ કાપેલ હતી. એક કડી સાદી ત્રાંબાની છે તે $\frac{૩}{૧૬}$" જાડી અને ૧$\frac{૧}{૨}$" વ્યાસવાળી ગોળ છે. બીજી તેટલી જ જાડી પણ વલભી મુદ્રાઓની કડીઓ પ્રમાણે લંબગોળ છે. આના છેડા ઉપરથી ૧$\frac{૩}{૪}$"×૨$\frac{૧}{૮}$" વાળી લંબગોળ મુદ્રાથી બાંધેલા છે. આ મુદ્રામાં જરા ઉંડી સપાટીમાં ઉપડતી રીતે કોતરેલો જમણી બાજુ મ્હોવાળો નંદી છે જે વલભી મુદ્રાઓમાં સામાન્ય રીતે કોતરવામાં આવે છે. તેની નીચે બે આડી લીટીઓ કરી તેની નીચે શ્રીભટક્કઃ ( શ્રીભટાર્કઃ ) એટલે પ્રતાપી ભટાર્ક એમ લખેલું છે. બે પતરાંઓનું વજન ૩ પૌંડ ૧ ઔંસ છે. બે કડીઓ તથા મુદ્રાનું વજન ૧૨$\frac{૧}{૨}$ ઔંસ છે. અને કુલ વજન ૩ પૌંડ, ૧૩$\frac{૧}{૨}$ ઔંસ છે. અક્ષરોનું માપ $\frac{૧}{૮}$" અને $\frac{૩}{૧૬}$" વચ્ચે છે.

વલભી વંશના મહારાજા ધરસેન ૨ જાનો આ લેખ છેઃ તેમાં લખેલ શાસન વલભી એટલે કાઠીઆવાડમાં ગોહિલવાડ પ્રાંતના વળાસ્ટેટના હાલના મુખ્ય શહેર વળામાંથી કાઢેલું છે. સમય આંકડાઓથી આપેલો છે. તે સંવત્ ૨૫૨( ઈ.સ. ૫૭૧–૭૨ )ના વૈશાખ ( એપ્રીલ–મે ) વદિ ૧૫ છે. આ લેખ કોઈ પણ પંથનો નથી. તેનો હેતુ ફક્ત મહારાજા ધરસેન ૨ જાએ એક બ્રાહ્મણને પંચ મહાયજ્ઞ ચાલુ રાખવા માટે અંતરત્રા ટોંભિગ્રામ, તથા વજ્રગ્રામ નામનાં ગામડાંઓમાં દાનમાં આપેલા જમીનની નોંધ કરવાનો છે.

૧ કો. ઈ. ઈ. વો. ૩ પા. ૧૬૪—૧૬૫ ફ્લીટ ૨ જુનાગઢથી નૈરૂત્ય ખુણામાં આશરે ૨૩ માઈલ ઉપર ઉત્તરમાંના માળિયા મીઆણાથી જુદું પાડવાને આને માળિઆ હાટીના પણ કહે છે.

## अक्षरान्तरं

### पहेलुं पतरूं

१ ॐ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलस[ म् ]पन्नमण्ड-
लाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः

२ प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागानुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्रीः-
परममाहेश्वरः श्रीसेनापति-

३ भटार्कः [ ॥ ] तस्य सुतस्तत्पादरजोरुणावनत पवित्रीकृतशिराः शिरोवनतशत्रु-
चुडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्ति दीधितिर्दी-

४ नानाथ कृपणजनोपजीव्यमानविभवः परममाहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्या-
नुजस्तत्पादप्रणामप्रशस्ततरविमल-

५ मणिर्म्मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यस्थापद्धतिरखि-
लभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना-

६ स्वयमुपहितराज्याभिषेकः महाविश्राणानावपूतराज्यश्रीः परममाहेश्वरो महाराजद्रो-
णसिंहः सिंह इव [ ॥ ] तस्यानुजस्वभुज-

७ बलापराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा शास्त्रा-
र्थतत्त्वानां कल्पतरुरिव सुहृत्प्र-

८ णयिनां यथाभिलषित कामफलोपभोगदः परमभागवतः श्रीमहाराज ध्रुवसेनस्तस्या-
नुजस्तच्चरणारविंदप्रणितप्र-

९ विधौताशेषकल्मषः सुविशुद्धभ्य [ स्व ] चरितोदकप्रक्षालितसकलकलिकलङ्कः
प्रसभनिर्जितारातिपक्षप्रथितमहिमा

१० परमादित्यभक्तः श्रीमहाराजधरपट्टस्तस्यात्मजस्तत्पादसपर्य्यावाप्तपुण्योदय[ः]
शैशवात्प्रभृतिखड्ग द्वितीयबाहुरे-

११ व समदपरगजघटास्फोटनप्रकाशितसत्[ त् ]वनिकषः तत्प्रभावप्रणताराति
चूडा रत्नप्रभासंसक्तसव्य[ व्य ]पा-

१२ दनखरश्मिसंहति[ : ] सकलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जना-
दन्वर्थराजशब्दो रूपकान्तिस्थैर्य्य-

१३ गाम्भीर्य बुद्धिसम्पद्भिः स्मरशशांकाद्रि [ द्रि ] राजोदधित्रिदशगुरुधने[शा]-
नतिशयाना[ नो ] भयप्रदानपॅरतया तृणव-

---

१ मूળ પતરા ઉપરથા ૨ ઇ. અ. વા. ૧૫ પા ૧૮૭ મે આપેલા આ જ મહારાજાનું ઝરનું દાનપત્ર આંહી વધારે સારો પાઠ આપે છે—प्रशास्ततरविमलमौलिमणिर् ३ वांचो अवबोद्धा ४ આત્ ભૂલી જવાયો હતો અને પાછળથી તેની જગ્યા કરતાં જરા ઉંચો ઉમેરવામાં આવેલ છે. ૫ ઝરના દાનપત્રમાં આંહી नतिशयानः शरणागतअभयप्रदान એમ પાઠ છે.

१४ दपास्ताशेषस्वकार्यफलः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहे-
श्वरः श्रीमहारा-

१५ जगुहसेनः [ ॥ ] तस्यसुतस्तत्पादनखमयूखसंताननिर्वृत्तजाह्नवीजलो[ ौ ]घ-
विक्षालिताशेषकल्मषः प्रणयिशत-

१६ सहस्रोपजीव्यभोगसंपत्‌रूपलोभादिवाश्र[ श्रि ]तस्सरसमाभिगामिकैर्गुणैः सहज-
शक्तिशिक्षाविशेषविस्मा-

१७ पिताखिलधनुर्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपालयित्वा धर्म्म्य[ र्म्म ]दाया-
नमपाकर्त्ता

१८ प्रजोपघाटकारिणामुपप्लवानाम् दर्शयित्वा श्रीसरस्वत्योरेकाधिवासस्य संहत्ताराति-

पतरूं बीजुं

१९ पक्षलक्ष्मीपरिक्षोभदक्षविक्रमः क्रमोपसंप्राप्तविमलपार्थिवश्रीः परममाहेश्वरः महाराज-

२० श्रि(श्री) धरसेनः कुशली सर्व्वानेवायुक्तकविनियुक्तकद्राङ्गिक महत्तरचाटभटध्रुवा-
धिकरणिकदण्डपाशिक-

२१ राजस्थानीयकुमारामात्यादीनन्यांश्च यथासंबध्यमानकान् समाज्ञापयत्यस्तु वः
संविदितं यथा मया माता-

२२ पित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तये अन्तर-
त्रायां शिवकपद्रके वीरसेन-

२३ दन्तिकप्रत्ययपादावर्त्तशतं एतस्मादपरतः पादावर्त्तः पञ्चदश तथा अपरसीम्नि
स्कम्भसेनप्रत्ययपादावर्त्तशतं विंशाधिकं[1]

२४ पूर्व्वसीम्नि पादावर्त्तदश डोम्भिग्रामे पूर्व्वसीम्नि वर्द्धकिप्रत्ययपादावर्त्त नवति[ः]
वज्रग्रामेपरसीम्नि ग्रामशिखरपादावर्त्तशतं

२५ वी( ? )कि( ? )[4] दिन्नमहत्तरप्रत्यया अष्टाविंशति पादावर्त्तपरिसरा वापी ।
भुम्भुसपद्रके कुटुम्बि( म्बि ) बोटकप्रत्यया[ च ]पादावर्त्तशतं

२६ वापी च । एतत्सोद्रङ्गं सोपरिकरं सवातभूतधान्यहिरण्यादेयं सोत्पद्यमानविष्टी-
[ ष्टि ]कं समस्तराजकीयानाम

---

१ ઝરના દાનપત્રમાં આંહી परिभोग પાઠ છે. ૨ આ વિસર્ગ ઉપરના સ્થાને લીધે જરા નીચે લખવામાં આવેલ છે. ૩ આ દશ અક્ષરો પ્રથમ કાંઈ કોતર્યું હતું તેના ઉપર ફરીથી કોતર્યા છે. ૪ આ બન્ને અક્ષરોના સ્વર ચોખ્ખા છે, પણ વ્યજનો શંકાવાળા છે. ત્રાંબામાં કાંઈક દોષ હોવાથી વ્યંજન કોતરેલા નથી.

२७ हस्तप्रक्षेपणीयं भूमिच्छिद्रन्यायेन उज्झतनिवासी [ सि ] वाजसनेयी[ यि ] कण्ववत्ससगोत्रब्राह्मणरुद्रभूतये बलिचरुवैश्व-

२८ देवाग्निहोत्रातिथि पञ्चमहायाज्ञिकानां क्रियाणां समुत्सर्प्पणार्थमाचन्द्रार्क्कार्ण्णव-सरित्क्षितिस्थितिसमकालीनं पुत्रपौ-

२९ त्रान्वयभोग्यं उदकसर्गेण निसृष्टं[ । ] यतोस्योचितया ब्रह्मदेयस्थित्या भुंजतः कृषतः कर्षयतः प्रदिशतो वा

३० न कैश्चित्प्रतिषेधे वर्त्तितव्यम् [ । ] ( आ ) गामिभद्रनृपतिभिश्चास्मद्वंशजैरनित्यान्यैश्वर्य्याण्यस्थिरम् मानुष्यं सामान्यं च भूमि-

३१ दानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च[ । ] यश्चैनमाच्छि-द्यादाच्छिद्यमानं वानु-

३२ मोदेत स पञ्चभिर्महापातके( : )[1] ॥ सोपपातकै[ : ][2] ॥ स( सं )युक्तस्स्यादि-त्युक्तं च भगवता वेदव्यासेन व्यासेन ॥ ( । )

३३ षष्टिं[3] वर्षसहस्राणि स्वर्गे तिष्टति भूमिदः आच्छेत्ता चानुमन्ता च[4] । तान्ये-व नरके वसेत् ॥ पूर्वदत्तं

३४ .... .... द्विजातिभ्यो यत्नाद्रक्ष युधिष्ठिर ॥ ( । )मही[ म् ]महिमतांश्रेष्ठ[5] ॥ दानाच्छ्रेयोनुपालनम् ॥ बहुभिर्वसुधा भुक्ता

३५ .... .. राजभिस्सगरादिभिः ॥ ( । ) यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलमितिः[6] । ( ॥ ) लिखितं[7] स[ आ ]न्धिविग्रहिक स्कन्दभटेन ॥

३६ स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य ॥ दू चिर्ब्बिर[ : ] सं २००, ९०, २, वैशाख व १०, ५ [ ॥ ]

---

१,२, આ બન્ને જગ્યાએ વિસર્ગને બદલે વિરામચિહ્ન કોતરેલ છે. ૩ છંદ અનુષ્ટુપ શ્લોક આ અને પછીના બન્ને શ્લોકમાં. ૪,૫, બન્ને જગાએ વિરામચિહ્નની જરૂર છે. ૬ વાંચો इति ૭ ઉમેરો शासनम् ૮ એટલેકે दूतकः

ભાષાન્તર

ૐ ! સ્વસ્તિ ! વલભી( નગર )માંથી[1]—બળથી શત્રુઓને નમાવનાર, મૈત્રકોનાં અતુલ બળવાન્ મહાન્ સૈન્યો સાથે અનેક યુદ્ધોમાં યશ પ્રાપ્ત કરનાર, અને પ્રતાપથી વશ કરેલા અને દાન, માન અને સરળતાથી પ્રાપ્ત કરેલા અનુરાગથી અનુરક્ત મૌલભૂત અને મિત્રની શ્રેણિના બળથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર પરમ માહેશ્વર શ્રીસેનાપતિ[2] ભટાર્ક હતો.

(લી.૩) તેનો પુત્ર, જેનું શિર તેના ચરણુની રક્ત રજમાં નમન કરવાથી પવિત્ર થયું હતું, જેના પદનખની પંક્તિનાં કિરણો તેને શિર નમાવતા શત્રુઓના ચૂડામણિનાં રત્નોની પ્રભા સાથે ભળતાં, (અને) જેની લક્ષ્મી દીન, અનાથ અને કૃપણ જનોનું પાલન કરતી તે પરમ માહેશ્વર ( મહેશ્વરનો પૂજક ) શ્રી સેનાપતિ ધરસેન (૧) હતો.

( લી.૪ ) તેનો અનુજ, જેનો ચૂડામણિ તેના ચરણને નમન કરવાથી પ્રથમ કરતાં અધિક પ્રકાશવાળો થયો હતો, જે મનુ આદિ મુનિઓએ કરેલા વિધિ અને વિધાનનું પાલન કરતો, જે ધર્મરાજ ( યુધિષ્ઠિર )જેમ સદાચારના માર્ગમાં પરાયણ હતો, જેનો અભિષેક અખિલ ભૂમંડળના પરમ સ્વામિથી જાતે જ થયો હતો, ( અને ) જેની રાજ્યશ્રીનો યશ તેના મહાન્ દાનથી પવિત્ર થયો હતો તે સિંહ સમાન પરમ માહેશ્વર મહારાજ દ્રોણસિંહ હતો.

( લી. ૬ ) તેનો અનુજ, જે નિજ ભુજના પરાક્રમથી શત્રુઓના માતંગોની સેનાનો એક વિજયી હતો, જે શરણાગતનો આશ્રય હતો, જે શાસ્ત્રાર્થ તત્ત્વનો બોધ આપતો, અને જે કલ્પતરૂ[3] સમાન મિત્રો અને પ્રણયિજનોને ઇચ્છિત ફળ આપતો તે પરમ ભાગવત મહારાજ શ્રી ધ્રુવસેન (૧) હતો.

( લી.૮ ) તેનો અનુજ, જેના સર્વ પાપ તેના ચરણકમળને પ્રણામ કરી ધોવાઈ ગયાં હતાં, જેનાં અતિશુદ્ધ કૃત્યોના જળથી કલિયુગનાં સર્વ કલંક ધોવાઈ ગયાં હતા, અને જેણે બળથી શત્રુપક્ષનો મહિમા હરી લીધો હતો તે પરમાદિત્ય ભક્ત શ્રી મહારાજ ધરપત્ત હતો.

( લી. ૧૦ ) તેનો પુત્ર, જેણે તેના ચરણની સેવાથી પુણ્યની વૃદ્ધિ પ્રાપ્ત કરી હતી: જેને બાળપણથી તરવાર બીજા કર સમાન હતી,[4] જેનું બળ નિજ શત્રુઓના સમદ માતંગોનાં કપોળ ઉપર કરથી પ્રહાર કરી પ્રકાશિત થયું હતું, જેના પદનખની રશ્મિ તેના પ્રતાપથી નમાવેલા શત્રુઓના ચૂડામણિની પ્રભા સાથે ભળતી, જેણે સકળ સ્મૃતિથી નિર્માણ થએલા માર્ગનું યોગ્ય પરિપાલન કરી નિજ પ્રજાનાં હૃદય અનુરંજી રાજશબ્દ સત્ય અને ઉચિત કર્યો હતો, જે રૂપ, કાન્તિ, સ્થિરતા, ગાંભીર્ય, બુદ્ધિ અને સંપદમાં, સ્મર, ઈન્દુ, અદ્રિરાજ ( હિમાલય ), સાગર, દેવોના ગુરૂ ( બૃહસ્પતિ ) અને ધનેશ કરતાં અનુક્રમે અધિક હતો, જે શરણાગતને અભયદાન દેવામાં પરાયણ હોવાથી નિજ સર્વ કાર્યોનાં ફળ તૃણવત્ લેખતો, અને જે અખિલ ભૂમંડળનો સાક્ષાત્[5] આનન્દ હતો તે પરમ માહેશ્વર શ્રીમહારાજ ગુહસેન હતો.

( લી. ૧૫ ) તેનો પુત્ર, જેનાં સર્વ પાપ તેના પિતાના પદનખની રશ્મિના પ્રસારથી બનેલી જાન્હવી નદીના જળના પ્રવાહથી ધોવાઈ ગયાં છે:—જેની સંપદ ( લક્ષ્મી ) લક્ષ અનુરાગીઓનું પાલન કરે છે, જેનું, સર્વ આકર્ષક ગુણોએ જાણે તેના રૂપના અભિલાષથી (અને) મોહથી, અવલંબન કર્યું છે, જે સર્વ ધનુર્ધરોને નૈસર્ગિક બળ અને શિક્ષાથી (અભ્યાસથી) પ્રાપ્ત કરેલી વિદ્યાની વિશેષતાથી વિસ્મય પમાડે છે, જે પૂર્વના નૃપોએ કરેલાં દાન રક્ષે છે, જે નિજ પ્રજાને પીડા

---

૧ આનો સંબંધ પંક્તિ ૧૯માં મહારાજા ધરસેન કુશળ હોઈને આજ્ઞા કરે છે તેની સાથે છે. ૨ સેનાનો પતિ તે લશ્કરી હોદ્દો છે. ૩ બધી અભિલાષા પૂરનાર ઇન્દ્રના સ્વર્ગમાંનું ઝાડ ૪ અથવા કદાચ બાળપણથી બન્ને હાથે તલવાર ફેરવી શકતો એમ પણ અર્થ હોય. ૫ પગે ચાલનાર

કરનારાં દુ:ખને હરે છે; જે શ્રી અને સરસ્વતીના એકત્ર નિવાસનો પુરાવો છે, જેનો પ્રભાવ શત્રુગણની લક્ષ્મીને સંતાપવામાં દક્ષ છે; (અને) જે પરંપરાથી પ્રાપ્ત કરેલી વિમળ રાજ્યશ્રી સંપન્ન છે, તે પરમ માહેશ્વર મહારાજ શ્રીધરસેન (૨) કુશળ હાલતમાં સર્વ આયુકતક, વિનિયુક્ત, દ્રાઙ્ગિક, મહત્તર, ચાટ, ભટ, ધ્રુવાધિકરણિક, દણ્ડપાશિક, રાજસ્થાનીય, કુમારામાત્ય, આદિને તેમના સંબંધ અનુસાર શાસન કરે છેઃ—

( લી. ૨૧ ) તમને જાહેર થાઓ કે મારાં માતપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે અને આ લોકમાં તેમજ પરલોકમાં મારાં ઈચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે, ઉન્નતના વાસી, વાજસનેયિ–કણ્વ સબ્રહ્મચારી અને વત્સ ગોત્રના બ્રાહ્મણ રૂદ્રભૂતિને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, અને અતિથિના પંચમહાયજ્ઞના અનુષ્ઠાન અર્થે ચંદ્ર, સૂરજ, સાગર, નદીઓ, અને પૃથ્વીના અસ્તિત્વ કાળ સુધી પુત્ર અને પૌત્રોના ઉપભોગ માટે અન્તરત્રા ગામમાં, શિવકપદ્રક કહેવાતા પાદરમાં વીરસેન હન્તિકની માલિકીની ૧૦૦ પાદાવર્ત ભૂમિ, (અને) આની પશ્ચિમે ૧૫ પાદાવર્ત; વળી પશ્ચિમ સીમામાં સ્કમ્ભસેનની માલિકીનાં ૧૨૦ પાદાવર્ત ( અને ) પૂર્વે સીમામાં ૧૦ પાદાવર્ત;—ડોમ્ભિગ્રામમાં પૂર્વસીમામાં વર્ધકિની માલિકીનાં ૯૦ પાદાવર્ત;–વજગ્રામમાં પશ્ચિમ સીમામાં સર્વથી ઉંચા ભાગમા ૧૦૦ પાદાવર્ત અને મહત્તર વીકિદિન્નની માલિકીનો ૨૮ પાદાવર્ત વિસ્તારનો વાપી; (અને) ભુમ્ભુસપદ્રકનામના પાદરમાં લોટક ખેડૂતની માલિકીનાં ૧૦૦ પાદાવર્ત અને એક વાપી;—આ સર્વ ઉદ્રંગ અને ઉપરિકર સહિત, વાત, ભૂત, અન્ન, સુવર્ણ, આદેય સહિત, ઉદ્ભવતી વેઠના હકસહિત, (અને) રાજપુરૂષના હસ્તપ્રક્ષેપણ મુકત, ભૂમિચ્છિદ્રના ન્યાયથી મારાથી, પાણીના અર્ઘથી અપાયું છે.

( લી. ૨૯ ) આથી આ માણસ જ્યારે બ્રહ્મદેય અનુસાર ઉપભોગ કરતો હોય, ખેતી કરતો હોય, અથવા ખેતી કરાવે અથવા અન્યને સોંપે તેમાં કોઈએ પ્રતિબંધ કરવો નહિ.

( લી. ૩૦ ) અને આ અમારા દાનને અમારા વંશના ભાવિ ભદ્ર નૃપોએ લક્ષ્મી અનિત્ય છે, જીવિત અનિશ્ચિત છે, અને ભૂમિદાનનું ફળ ( દાન કરનાર અને તે રક્ષનારને ) સામાન્ય છે એ મનમાં રાખી અનુમતિ આપવી અને રક્ષવું જોઇએ. અને જે આ દાન જપ્ત કરશે અથવા તેની જપ્તિમાં અનુમતિ આપશે તે પંચ મહાપાપ અને અન્ય અલ્પ પાપોનો દોષી થશે.

( લી. ૩૨ ) અને ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કે—ભૂમિ દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે, ( પણ ) દાનજપ્ત કરનાર અને ( જપ્તિમાં ) અનુમતિ આપનાર તેટલાજ વર્ષ નર્કમાં વસે છે! નૃપોમાં ઉત્તમ હે યુધિષ્ઠિર! દ્વિજોને આપેલી ભૂમિનું સંભાળથી રક્ષણ કર; (ખરેખર) દાનનું રક્ષણ દાન કરવા કરતાં અધિક છે! સગરથી માંડીને ઘણા નૃપોએ ભૂમિનો ઉપભોગ કર્યો છે; જે સમયે જે ભૂપતિ હશે તે તેનું રક્ષણ કરે તો તેને તે સમયનું ( આ હમણાં કરેલાં દાનનું ) ફળ છે!

( લી. ૩૫ ) સાંધિવિગ્રહિક સ્કન્દભટથી આ દાનપત્ર લખાયું છે. (આ) મારા મહારાજ શ્રી ધરસેનના સ્વહસ્ત છે. દૂતક ચિર્બિર છે. સંવત્ ૨૫૨, વૈશાખ વદિ. ૧૫.

નં૦ ૪૩

# ધરસેન ૨ જાનાં તામ્રપત્રો[1]

સંવત ૨૫૨ વૈશાખ વદ ૧૫ ( અમાવાસ્યા )

આ લેખ દરેક ૧૨.૫ ઈંચ×૮.૫ ઈંચના માપનાં બે પતરાંઓ ઉપર લખેલો છે. હમ્મેશ મુજબ ચિહ્નો અને લેખવાળી મુદ્રા સહિત જમણી બાજુની કડી તેની યોગ્ય જગ્યાએ છે. લિપિ, નીચે આપેલાં ધરસેનના દાનપત્રમાં છે, તેના જેવી છે.

પતરાંઓ સુરક્ષિત સ્થિતિમાં છે તથા કાટ લાગેલો નથી. પરંતુ શોધી કાઢનારે તે સાફ કર્યા હોય એવું લાગે છે.

કોતરકામ ઘણું જ ખરાબ અને મલીન છે. इ અને ई માં ભેદ રાખ્યો નથી. ऊ ને બદલે ઘણી વાર उ લખેલો છે. घ્ર ની પહેલા ॒ ની નિશાની કરી નથી. અને વિસર્ગ, અનુનાસિક, તથા આ ઘણી વાર છોડી દીધેલા છે અથવા ખોટે ઠેકાણે મૂકેલા છે, તે સિવાય જોડણીમાં અસંખ્ય ભૂલો છે અને કેટલોક ભાગ ખાલી રહેલો છે.

અશુદ્ધિમાં આ પતરાંઓ ઈ. એ. વો. ૬ પા. ૧૬ માં પ્રસિદ્ધ કરેલાં શિલાદિત્ય ૫ માનાં પતરાંઓને મળતાં આવે છે. સંસ્કૃત ભાષા પણ શુદ્ધ નથી. કેટલાક શબ્દોની જાતિનું ચોક્કસપણું તથા व ને બદલે વધારે પ્રમાણમાં થતો ज्ञ નો ઉપયોગ બતાવે છે કે લેખક સંસ્કૃત કરતાં પ્રાકૃત ભાષા સાથે વધારે પરિચય ધરાવતો હતો.

વંશાવળીમાં કાંઈ નવીન જાણવા જેવું નથી. પરંતુ તારીખ–સંવત્ ૨૫૨ ની વૈશાખ વદિ ૧૫ ઐતિહાસિક દૃષ્ટિએ જાણવા જેવી છે. કારણ કે, ધરસેનના પિતા ગુહસેનનો જાણવામાં આવેલો છેલ્લો લેખ સંવત ૨૪૮ નો છે. અને આથી પિતાના મૃત્યુ તથા પુત્રના રાજ્યારોહણ વચ્ચેનો સમય ચાર વર્ષનો થાય છે.

દાનની વસ્તુઓમાં, સૂર્યદાસ નામના ગામમાં એક ક્ષેત્ર તથા વાવ, તથા જોતિપદ્રક અને લેશુદક ગામોમાંના વધારાનાં બે ક્ષેત્રો છે.

ધરસેન ૪ થા નાં ઇ. એ. વો. ૧ પા. ૧૬ માં પ્રસિદ્ધ થયેલાં દાનપત્રો પ્રમાણે, આ ક્ષેત્રોનું માપ ફૂટ ' પાદ ' થી આપ્યું છે; " खट्टखट्टावन्थित " નવીન તથા મારાથી ન સમજી શકાય તેવો શબ્દ છે.

દાન લેનારાઓ શાણ્ડિલ્ય ગોત્રના દ્રુશા તથા ષષ્ઠિ નામના બે બ્રાહ્મણો છે. તેઓ, હાલમાં ગુજરાતમાં પ્રસિદ્ધ, સામવેદની છંદોગ્ય કૌથુમી શાખાના શિષ્યો હતા. કાશ્મીરના ગ્રંથોમાં બ્રાહ્મણોના નામ તરીકે ' ષષ્ઠિ ' શબ્દ વાપરેલો છે. ' द्रुश ' સંસ્કૃત નથી, કદાચ તે દેશી ઉપનામ હોય.

આ લિસ્ટમાં વર્ત્મપાલ અને પ્રતિસરક એ બે અધિકારીઓનાં નામ આપ્યાં છે. આ અધિકારીઓ પ્રથમના લેખોમાં બતાવ્યા નથી. ' વર્ત્મપાલ ' નો અર્થ ' માર્ગરક્ષક ' એવો થાય છે, અને કદાચ તે રસ્તા ઉપર ચોરીઓ થતી અટકાવવા રાખેલો ચોકીદાર હોય. આધુનિક સમયમાં પણ કાઠિઆવાડ અને રાજપૂતાનાના રસ્તાઓનું, બે ત્રણ કોસને અંતરે ઝુપડાંઓમાં રહેતા આવા ચોકીદારોથી રક્ષણ કરવામાં આવે છે. ' પ્રતિસરક ' નો અર્થ સામાન્ય ચોકીદાર થાય છે અને ગામડાંઓમાં રાખવામાં આવતા રાત્રિના ચોકીદારને માટે વપરાયો લાગે છે.

[1] ઈ. એ. વો. ૭ પા. ૬૮ જી. બ્યુહ્લર.

## अक्षरान्तर

१ ओं स्वस्ति वलभीतः प्रसभप्रणातामित्राणामैत्रकाणामतु[ ल ]बलसंपन्नमण्डलाभो-
गसंसक्तसप्रहारशतलब्धप्रतापः प्र-

२ तापो( प )नतदानमानार्ज्जवोपार्ज्जितनुरगनुरक्तमौलभृत–मित्रश्रेणीबलावप्तरजश्रीः
**परममहेश्वरः श्रीसेनापतिभटर्क**

३ स्तस्य सुतस्तत्पदरजोरुणावनतपवित्रीकृताशिरा शिरोवनतश्शत्रुचूडमणिप्रभाविच्छु-
रितपादनखपक्तिदीधितिर्दीनानाथकृ-

४ पणजनोपजीव्यमनविभव **परममाहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्यनुज** त्यपद-
पणामप्रशस्ततरविमलमौलिमणि-

५ र्म्मन्वदिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्थापधतिरखिल-
भुवनमण्डलाभोगे[ क ]स्वमिना पर-

६ मस्वमिना स्वयमुपहित रज्यभिशेको महाविश्रगनावपूतराजश्रीः **परममाहेश्वर
महाराजाश्रीद्रोणसिंहः** सिंह इव

७ तस्यनुजः स्वभुजवलपराक्रमेण परगजघटनीकनामेकविजयी शरणेशिणा शरण-
मवबोध्या शस्त्रार्थतत्वा-

८ ना कल्पतरुरिव सुहृत्प्रणयिना यथाभिलशितफलोपभोगदः **परमभागवतः महा-
रजध्रुवसेनस्तस्यानुजः**

९ स्तचरणारविन्दप्रणतिप्रविधौताशेशकल्मशः सुविशुधस्वचरितोदकक्षालितासकल-
कलिकलंकः प्रसभनिर्जिता-

१० रतिपक्षप्रथितमाहिमा **परमादित्यभक्तः श्रीमहाराजधरपट्टस्तस्यात्मजस्तत्पाद-**
सपर्य्यावाप्तपुणोदयः शैशवत्पभृति खड्गद्वि-

११ तीयबहुरेव समदपरगजघटास्फौटनप्रकाशितसत्वनिकशस्तत्प्रभावप्रणतारतिचूड-
रत्नप्रभसंसक्तसरव्यपादनखरश्मि-

---

पं. १ पतरांओमां दीर्घ तथा ह्रस्व "व"ओनो तफावत जाळववामां आव्यो नथी. वांचो प्रणता-
मित्राणां; संप्रहार.° पं. २ वांचो पार्जितानुरागानु, वाप्तराज्यश्रीः; माहेश्वरः; भट्टार्क. पं. ३ वांचो त्पाद; शिराः; शत्रु
पदेलानो १ उडाडी नांखो. वांचो चुडा; पङ्क्ति पं. ४ वांचो जीव्यमानविभवः; स्तस्यानुजः; तत्पादप्र. पं. ५ वांचो
र्म्मन्वादि; पद्धति; स्वामिना पं. ६ वांचो स्वामिना; राज्याभिषेक; राज्यश्रीः; माहेश्वरः महाराज पं. ७ वांचो
तस्या; ब, घटानीका; शरणैषिणां वोद्धाशा पं. ८ वांचो नां; हृत्प्रणयिनां; लषित; महाराज; पंक्तिना छेडानो विसर्ग
उडाडी नाखो पं. ९ वांचो स्तच्चरणा; ताशेष; सुविशुद्ध; क्षालित ल्मषः. पं. १० वांचो राति; परमादि;
महाराज, पुण्यो; शैशवात्प्र. पं. ११ वांचो बाहु; स्फोटन; सत्त्वनिकष; तारातिचूडा; प्रभा सव्य.

નં૦ ૬૩

# ધ્રુવસેન ૨ જાનાં તામ્રપત્રો*

સંવત ૩૧૦ આશ્વિન વદિ ૫

ધ્રુવસેન ૨ જાનું દાનપત્ર દરેક ૧૦ ઈંચ×૧૨૩/૪ ઈંચ માપનાં બે પતરાંઓ ઉપર લખેલું છે. કડીઓ અને મુદ્રા તેનાં યોગ્ય સ્થાને છે. અત્યારે પતરાંઓ ઘણાં જ પાતળાં થઈ ગયાં છે, અને કોઈ કોઈ જગ્યાએ ન્હાનાં કાણાંઓ પડ્યાં છે. કાટને લીધે સપાટી બહુ ખરાબ થઈ ગઈ હોવાથી, શોધનારે ઉપરનાં પડ ભાંગી નાખ્યાં હોય એવું જણાય છે. સુભાગ્યે નક્કર ત્રાંબાનો થોડો ભાગ મધ્યમાં રહી ગયો હતો. જેમાં અક્ષરોના લીટા દેખાય છે. છતાં જ્યારે મને પતરાંઓ મળ્યાં ત્યારે આખું દાનપત્ર ઉકેલી શકીશ કે નહિ તે વિષે મને શંકા હતી. પરંતુ જ્યારે નજરે પડી શકતા બધા લીટાઓ ધોળા રંગથી પૂરી દીધા ત્યારે મને અતિ આનંદ સાથે માલુમ પડ્યું કે, એકાદ પંક્તિ જે બીજાં પ્રસિદ્ધ થયેલાં પતરાંઓની મદદથી સહેલાઈથી જાણી શકાશે, તે સિવાય આખું દાનપત્ર વાંચી શકાય તેવું હતું.

આ દાનપત્ર વલભીમાં લખાયું છે. વંશાવળીમાં કંઈ નવીન જાણવા જેવું નથી.

પરંતુ એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ કે, ધ્રુવસેન ૨ જો, જેને બાલાદિત્ય પણ કહેવામાં આવે છે, તે ' મહારાજ ' નો ઇલ્કાબ ધારણ કરતો નથી, તથા તેના પહેલાં થઈ ગયેલામાંથી કોઈને ' શ્રી ' " પ્રતાપી " સિવાય બીજું વિશેષણ આપ્યું નથી. આ ભૂલ કદાચ અકસ્માત હોય. પરંતુ હિંદુસ્તાનના રાજાઓનું શબ્દાડંબરપણું જોતાં આ બાબત શંકાસ્પદ છે. અને છેવટે જો એમ માલુમ પડી આવે કે ધ્રુવસેન ૨ જાને પોતાની મહત્તા વિષે મૌન રહેવાનાં સબળ કારણો હતાં, તો તે નવાઈ જેવું નહિ લાગે.

આ દાન ગોહકે બંધાવેલા વિહારમાં વસતા ભિક્ષુસંઘને આપ્યું છે. આ વિહાર રાજકુમારી દુડ્ડાએ વલભીમાં બંધાવેલા વિહારની સીમામાં આવેલો છે.

દુડ્ડા અને તેના વિહાર વિષે ધ્રુવસેન ૧ તથા ગુહસેનનાં શાસનોમાંથી જાણવામાં આવે છે. આંહિ જો તેને " રાજ્ઞી " " રાણી " કહેવામાં આવી હોય તો, હું ધારું છું કે લેખકનો હેતુ તે ' રાજાને પરણેલી હતી,' એવો નહિ પણ ' રાજકુટુંબની હતી ' એવું બતાવવાનો હશે. કારણ કે ધ્રુવસેન ૧ લો તેને " મારી બેનની પુત્રી " કહે છે. वलभीस्वतलसन्निविष्ट એટલે "વલભીની પોતાની સપાટી ઉપર બેઠેલો " એ શબ્દનો ચોક્કસ અર્થ હું કરી શકતો નથી. તેનો અર્થ મેં કર્યો છે તેમ, વલભીમાં આવેલો એટલે ચાર દિવાલોની વચ્ચે " એવો થાય. પણ કદાચ " स्वतल " સમાસનો કંઈ પારિભાષિક અર્થ હોય.

આ દાનનો હેતુ ધ્રુવસેન ૨ જાના પહેલાના દાનમાં આપ્યો છે તે જ છે.

સુરાષ્ટ્રમાં કાલાપક પથમાં ભસંત નામનું ગામડું દાનમાં આપ્યું છે. સોરઠના એક પેટા ભાગનું નામ કાલાપક પથ હોવું જોઈએ. ' સુરાષ્ટ્ર ' વિષે ધ્યાનમાં રાખવાનું એ છે કે આ શબ્દ હમ્મેશાં બહુવચનમાં વાપરવામાં આવે છે, જેમ કે सुराष्ट्राः અને તેથી पंचालाः, कश्मिराः ની માફક તેનો અર્થ પણ સુરાષ્ટ્ર દેશમાં વસતા લોકો એવો થાય છે. ' સોરઠ' કદાચ सुराष्ट्राः નો અપભ્રંશ નહિ, પણ સૌરાષ્ટ્રમ્( મંડલમ્ )નો હશે. કારણ કે, તદ્ધિત પ્રત્યય લગાડવાથી બનેલો સંસ્કૃત ઔ નિયમિત રીતે પ્રાકૃત ઓ થી બતાવાય છે. કાઠિયાવાડના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવસાહેબ ગોપાલજી એસ. દેસાઈ સૂચવે છે કે, ભસંત એ સોરઠ પ્રાંતમાં જૂનાગઢના નવાબના તાબાનું હાલનું ભેસાણ ગામ હશે.

સૌરાષ્ટ્રના, વલભી રાજાઓ સાથેના સંબંધ વિષે હ્વેનસંગ પણ કહે છે કે " આ દેશ વલભી રાજ્યના તાબામાં છે." તારીખમાં, વર્ષ સંવત્ ૩૧૦ અને માસ આશ્વયુજ આપેલાં છે. દિવસ, ' બહુ ૫, એટલે બહુ (લપક્ષ), વદ ૫,' અથવા ' બ ૧૫ , વદ ૧૫ ' વંચાય છે. કારણ આ પતરાં પર ' ह ' અને ૧૦ ની નિશાની બહુ મળતી આવે છે.

---

* ઇ. એ. વો. ૬ પા. ૧૨-૧૩ જી બ્યુલ્હર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्रणामैत्रकाणामतुलबलसंपन्नमण्डलाभोगसंसक्तप्र-
हारशतलब्धप्रता-

२ पात्प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागादनुरक्तमौलभृतश्रणीबलावाप्तराज्यश्रियः
परममाहेश्वरः श्रीभटार्कादव्यव-

३ च्छिन्नराजवँशान्मातापितृचरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषश्शैशवात्प्रभृतिख-
ड्गद्वितीयबाहुरेवसमदपरगजघटास्फोटन-

४ प्रकाशितसत्वनिकषस्तत्प्रभावप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसँहतिस्स-
कलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिप-

५ लनप्रजाहृदयरञ्जनात्थराजशब्दो रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबुद्धिसंपद्भिः स्मरश-
शाङ्कादिराजोदधित्रिदशगुरुधनेशानतियानश्शर-

६ णागतभियप्रदानपरतया त्रिणवदपास्ताशेषस्वकार्य्यफलप्रार्त्थनाधिकार्त्थप्रदानान-
न्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारी-*

७ व सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य सुतस्तत्पदन-
खमयूखसंतानविसृतजान्हवीजलौघ-

८ प्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमानसंपद्रूपलोभादिवाश्रितस्सरभस-
माभिगामिकैर्गुणैस्सहजशक्तिशि-

९ क्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदा-
यानामपाकर्त्ता प्रजोप-

१० घातकारिणामुपप्लवानां दशयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सँहतारातिपक्षलक्ष्मी-
परिभोगदक्षविक्रमो विक्रमोपस-

११ [ प्रा ]प्तविमलपार्त्थिवश्री परममाहेश्वरः श्रीधरसेनस्तस्य सुतस्तत्पादानुध्यात-
स्सकलजगदानन्दनात्यद्भुतगुणसमुदयस्थ-

१२ [ गि ] तसमग्रदिङ्मण्डलस्समरशतविदशतोभासनाथमण्डलाग्रद्युतिभासुरान्सपी-
ठोव्यूढगुरुमनोरथमहाभार-

१३ [ स ]र्व्वविद्यापरापरविभागाधिगमविमलमतिरपि सर्व्वतस्सुभाषितलवेनापि सुखप-
पादनीयपरितोषस्समग्रलोकागाध-

१४ गाम्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्वभवः खिलीभूतकृतयुगनृ-
पतिपथविशोधनाधिगतोदग्रकीर्त्ति-

पं. १ वांचो मित्राणां पं. २ वांचो श्रेणी; महेश्वरः पं. ४ वांचो सत्त्व; संसक्त; परिपा. पं. ५ वांचो रंजनान्वर्थ. पं. ६ वांचो फल. पं. ७ वांचो स्तत्पाद; जलौघ. पं. १० वांचो दर्शयिता. पं. ११ वांचो पार्थिवश्री. पं. १२ वांचो विजयशो; रांसपीठो; महाभारः;-पं. १३ वांचो सुखोप. पं. १४ वांचो स्वभावः,-

१५ द्धर्म्मानुपरोधोज्ज्वलतरिकृतार्थसुखसंपदुपसेवानिरूढधर्मादित्यद्वितीयनामा परम-
माहेश्वरः श्रीशीलादित्यस्तस्या-

१६ नुजस्तत्पादानुध्यातः स्वयमुपेन्द्रगुरुणेव गुरुणात्यादरवता समभिलषणीयामपि राज-
लक्ष्मीस्कन्धासक्तपरमभद्रइव धु-

१७ र्य्यस्तदाज्ञा [ सं ] पादनॅकरसतयैवोद्वहन्खेटसुखरतिभ्यामनायासितसत्वसंपत्तिः
प्रभावसंपद्वशीकृतनृपतिशतशिरो-

१८ रत्नच्छायोपगूढपदपीठोपि परावज्ञाभिमानरसानालिङ्गितमनोवृत्तिः प्रणतिमेकापरि-
त्यज्य प्रख्यातपरुषाभि [ मानैर ]

१९ प्यकतिभिरनासादितप्रतिक्रियोपायः कृतनिखिलभुवनामोदविमलगुणसँहति प्रसभ
[ विघ ] टितसकलविलसितगतिनी [ च ]

२० जनाधिरोहिभिरशेषैर्द्दोषैरनामृष्टात्युन्नतहृदः प्रख्यातपौरुषास्त्रकौशलातिशयगणति-
थविपक्षक्षितिपतिलक्ष्मीस्वयग्राह [ प्र ]-

२१ काशितप्रवीरपुरुषप्रथमसंख्यादिगमःपरममाहेश्वरः श्रीखरग्रहस्तस्य तनयस्तत्पा-
दानुध्यातः सकलविद्याधिगम[ विहित ]

२२ निखिलविद्वज्जनमनः परितोषातिशयस्सत्वसंपदात्यागौदार्य्येण च विगतानुसन्धा-
नाशमहितारातिपक्षमनोरथाक्षभङ्ग-

२३ स्सम्यगुपलक्षितानेकशास्त्रकलालोकचरितगव्हरविभागोपि परमभद्रप्रकृतिरप्यकृ-
त्रि[ मप्रश्र ]

२४ य विनयशोभाविभूषणः समरशतजयपता[ काहरणप्रत्यलोदग्रबाहुविध्वंसित ]-

पतरूं बीजुं

१ निखिलप्रतिपक्षपद्धोदयः स्वधनुः प्रभावपरिभूतास्त्रकौशलाभिमानसक-
लनृपतिमण्डल-*

२ भिनन्दितशासनः परममाहेश्वरः श्रीधरसेनस्तस्यानुजस्तत्पादानुध्यातः सच्चरि-
तातिशयित-

३ सकलपू[ र्व्वनरपतिर ]तिदुस्साधानामपि प्रसाध[ यि ]ता विसयाणां मूर्त्तिमानि-
व पुरुषकारः परिवृद्धगुणानु-

४ रागनिर्भर[ चित्तवृ ] त्तिर्म्मनुरिव स्वयमभ्युपपन्नः प्रकृतिभिर[ धि ]गतकलाकला-
पः कान्तिमान्निर्वृतिहेतुरकलङ्क × कुमुद-

५ नाथः प्राज्यप्रतापस्थगितदिगन्तरालप्रध्वन्सितध्वान्तराशिस्सततोदितस्सविताप्रकृ-
तिभ्यः परप्रत्ययमर्थवन्त-

६ मतिबहुतिथप्रयोजनानुबन्धमागमपरिपूर्ण्णं विदधानस्सन्धिविग्रह समासनिश्चयनि-
पुणः स्थानेनुरूपमादेशं

पं. १५ वांचो ज्ज्वलतरीकृता पं. १६ वांचो स्कन्धासक्तां पं. १७ वांचो सत्वः. पं. १८ मेकां; पौरुषा. पं. १९ वांचो प्यरातिभिं; संहतिः; कक्रियिलसित. पं. २१ वांचो परममाहेश्वरः. पं. २२ वांचो समाहिता पं. १ वांचो दर्प्पोदय. पं ३ वांचो विषयाणां. पं. ५ वांचो प्रध्वंसित; परं;

७ ददद्गुणवृद्धविधानजनितसंस्कारस्साधूनां राज्यसालातुरीयतन्त्रयोरुभयोरपि निष्णाँ-
तप्रकृष्टविक्रमोपि क-

८ रुणामृदुहृदयः श्रुतवानप्यगर्वित × कान्तोपि प्रशमी स्थिरसौहृदय्योभिनिरसिता
दोषवत्तामुदय-

९ मुपजनितजनतानुरागपरिपिहितभुवनसमर्त्थितप्रथितबालादित्य द्वितीयनामा परम
माहेश्वरः श्रीध्रुवसे-

१० न × कुशली सर्व्वानेव यथासम्बध्यमानकसमाज्ञापयत्यस्तु वस्संविदितं यथा
मया मातापित्रोः पुण्याप्ययनाय

११ वलभीस्वतलसन्निविष्टराज्ञीदुड्डाकारितविहारमण्डलंतर्ग्गतगोहक कारितविहारनि-
वास्यार्य्यभिक्षुसङ्घायचीवरपिण्डपातश[ य ]

१२ नाशनग्लानप्रत्ययभिषज्य प्रतिस्काराय बुद्धानां च भगवतां पूजास्नानगन्धधूपपु-
ष्पदीपतैलाद्यर्थंविहार-

१३ [ स्य ]खण्डस्फुटितप्रतिसंस्काराय पादमूलप्रजीवनाय सुराष्ट्रेषु कालापकपथके
भसन्तग्रामः सोद्रङ्गस्सो-

१४ परिकरः सभूतवातप्रत्यायस्सधान्यहिरण्यदेयस्सदशापराधस्सोत्पद्यमानविष्टिकसर्व्व
राजकीयानामहस्तप्रक्षेपणीय-

१५ पूर्व्वदत्तदेवब्रह्मदेयं रहितः आचन्द्रार्कार्ण्णवक्षतसरित्पर्व्वतसमकालीनः आर्य्य-
भिक्षुसङ्घपरिभोग्य उदकातिस[ र्गे ]

१६ ण ब्रह्मदायो प्रसृष्टो यतोस्योचितया देवाग्रहारस्थित्याभुञ्जतः कृषतः कर्षयतः प्र-
दिशतो वा न कैश्चिद्व्यासेधे-

१७ वर्त्तितव्यमागामिभद्रनृपतिभिरस्मद्वंशजैरन्यैर्व्वा अनित्यान्यैश्वर्य्याण्यस्थरं मानुष्यं
सामान्यं च भूमिदानफलमव

१८ गच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्चेत्युक्तं बहुभिर्व्वसुधा भुक्ता राज-
भिस्सगरादिभिः यस्य यस्य-

१९ यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दारिद्र्यभयान्नरेन्द्रै र्धनानि धर्म्मयत-
नीकृतानि निर्व्वान्तिमाल्यप्रतिमानि

२० तानि को नाम साधुः पुनराददीतः षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः
आच्छेत्ता चानुमन्ताच तान्येव नरके वस्ये

२१ दूतकोत्र सामन्तशिलादित्यः ॥ लिखितमिदं सन्धिविग्रहाधिकृतदिविरपतिवशभ-
ट्टिना ॥ सं ३१० आश्वयुजबह ९ स्वहस्तोमम ॥ २

---

पं. ७ वांचो वृद्धि; शालातुरीय, निष्णातः. पं. ८ वांचो सौहृदय्योपि; दोषवतां. पं. १० वांचो बध्यमानकान्. पं. ११ वांचो मण्डलान्तर्ग. पं. १२ वांचो नाशन; प्रतिसंस्काराय पं. १४ वांचो हिरण्या; विष्टिकः; प्रक्षेपणीयः. पं. १५ वांचो ब्रह्मदेयरहितः; क्षिति. पं. १६ वांचो योतिसृष्टो. पं. १७ वांचो स्थिरं पं. २० वांचो ददीत; वसेत.

નં० ૬૪

# ધ્રુવસેન ૨ જાનાં તામ્રપત્રો

## ( ગુપ્ત ) સંવત્ ૩૧૨ જ્યેષ્ઠ સુદ ૪

આ બે પતરાંઓ છે. દરેકનું માપ ૧૩ ૫/૮"×૧૦ ૧/૨" છે, અને બન્નેની એક જ બાજુ ઉપર લેખ છે. પહેલા પતરામાં ૨૩ અને બીજામાં ૨૧ પંક્તિઓ છે. ૪૪ મી પંક્તિમાં તારીખ આપી છે તેમાંથી ૩००,૧०, ૨ અને ૪ એવા આંકડાઓની સંખ્યા–ચિહ્નોના દાખલા પૂરા પડે છે.

ડૉ. જી. બુલ્હરે ઈ. એ. ૬, પા.૧૨ માં પ્રસિદ્ધ કરેલાં ધ્રુવસેન ૨ જાનાં પતરાંઓને આ પતરાંઓ ઘણાં મળતાં આવે છે.

આ લેખ ધ્રુવસેન( ૨ )નો છે. દાન લેનાર છંદોગ શાખાના અને ભારદ્વાજ ગોત્રના સ્કંદવસુનો પુત્ર બ્રાહ્મણ માત્રાકાલ છે. તે ગિરિનગર છોડ્યા પછી ખેટકમાં રહેતો હતો. દાનમાં સારસકેદાર નામનું ક્ષેત્ર આપ્યું છે, આ ક્ષેત્રનું ચોક્કસ માપ તથા સીમા વિગેરે સંપૂર્ણ આપેલાં છે. આમાં આપેલાં સ્થળો નીચે પ્રમાણે છે:--( ૧ ) ગિરિનગર—કાઠિઆવાડમાં જૂનાગઢની ઈશાન કોણમાં ગિરનાર પર્વતની તળેટીમાં આવેલું શહેર. ( ૨ ) ખેટક–તે ખેડા મહેમદાવાદ ડિસ્ટ્રિક્ટમાં આવેલું હાલનું ખેડા ગણવામાં આવે છે. ( ૩ ) કોણક–પથક, ખેડા ડિસ્ટ્રિક્ટનો પેટામહાલ છે હસ્તિક–પલ્લિકા નામનું ગામ ઓળખી શકાતું નથી ... તારીખ ઈ. સ. ૬૩૨ ને મળતાં [ ગુપ્ત–વલભી સવતનાં ]વર્ષ ૩૧૨ ના શુકલ પક્ષ ૪ આપેલી છે. સામંત શીલાદિત્ય અને દિવિરપતિ વત્રભટ્ટિ ( વશભટ્ટિ નહિ ) બન્ને ધ્રુવસેન ૨ જાનાં પતરાંઓ( ઇ. એ. ૬, પા. ૧૪ )માંથી તેમ જ બીજામાંથી આપણા જાણવામાં આવ્યા છે.

---

જ. બો. બ્રા. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૬૯ જી. વી. આચાર્ય

## अक्षरान्तरमांथी अमुक भाग

### पतरूं बीजुं

३१ ... ... ... ... ... परममाहेश्वरः श्रीध्रुवसेन[1]कुशली सर्व्वानेव यथा संवद्ध्यमानकां

३२ समज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रोः पुण्याप्यायनाय गिरिनगरवि-निर्ग्गतखटक[3]निवासिभारद्वाजसगोत्रच्छंदोगसब्रह्म-

३३ चारिणे ब्राह्मणस्कन्दवसुपुत्रब्राह्मणमात्राकालाय खेटाहारविषये कोणकपथके हस्ति-कपल्लिकाग्रेमे[5] अपरोत्तरसीम्नि खटकं-

३४ माग्रेन व्रीहिपिटकचतुष्टयवापं सारसकेदारसंज्ञितं क्षेत्रं सभ्रष्टीकं यत्राघाटनानि पूर्व्वस्यान्दिशि अङ्कोलिकेदारः जरपथश्च

३५ दक्षिणस्यान्दिशि मलिवापिवहः गर्त्तेश्वरतटाकवहश्च अपरस्यान्दिशि मातङ्गके-दाराः तथा मलिवापी । वीरवर्म्मतटाकपरिवाहश्च ।

३६ उत्तरस्यान्दिशी[7] वीरवर्म्मतटाकं । आदित्यभटसङ्कभ्रष्टि इन्द्रवर्म्मसङ्कभ्रष्टीच । एवमेतच्चतुराघाटनाविशुद्धं क्षेत्रं सभ्रष्टीकं सोद्रङ्गं

... ... ... ... ... ... ... ... ... ... ...

३९ ... ... ... ... ... धर्म्मदायो निसृष्टो ... ... ...

... ... ... ... ... ... ... ... ... ... ...

४३ ... ... ... ... ... ... ... दूतकोत्र सामन्तशीलादित्यः

४४ लिखितमिदं सन्धिविग्रहाधिकृतदिविरपतिवत्रभट्टिना ॥ सं ३०० १० २ ज्येष्ठ सु ४ स्वहस्तो मम

---

१ मूळ पतरामांथी, पहेली ३० पंक्ति माटे जुओ इं. ऐ. वो. ६ पा. १२ २ वांचो समाज्ञा ३ वांचो खेटक ४ वांचो च्छन्दो.—५ वांचो ग्रामे ६ वांचो खेटक ७ वांचो दिशि.

નં० ૬૫

# ધ્રુવસેન ૨ જાનાં ગોરસનાં તામ્રપત્રો*

[ ગુપ્ત ] સંવત્ ૩૧૩ શ્રાવણ સુદ ૧૪

આ બે પતરાંઓનું એક સંપૂર્ણ દાન બનેલું છે. તે કાઠિયાવાડમાં ભાવનગર સ્ટેટના મહુવા ડિસ્ટ્રિક્ટના ગોરસ નામના ગામડામાંથી ઈ. સ. ૧૯૦૮ માં મળી આવ્યાં હતાં, અને હાલ ભાવનગરના બારટન મ્યુઝીયમમાં રાખ્યાં છે.

આ પતરાંઓ અતિ સુરક્ષિત સ્થિતિમાં છે અને તેનું વજન આશરે ૧૬ પૌંડ છે. વલભી રાજાઓની હમ્મેશની મુદ્રા વડે તે એક બીજા સાથે જોડેલાં છે. તેની એક જ બાજુ ઉપર લખાણ છે, અને તેનું માપ ૧૫½"×૧૧¾" છે. ચાર હાંસીઆઓ ઉપર તેની કોર ઉંડી વાળી લખાણનું રક્ષણ કરેલું છે. પહેલા પતરા ઉપર ૨૪ અને બીજા ઉપર ૨૫ પંક્તિઓ લખેલી છે.

અક્ષરો મોટા અને ચોકખા કોતરેલા હોઈ સહેલાઇથી વાંચી શકાય છે.

પરમમાહેશ્વર શ્રી-ધ્રુવસેન, જેને બાલાદિત્ય પણ કહે છે, તેણે આ દાનપત્ર વલભીમાંથી જાહેર કર્યું છે. પોતાનાં કોઈ પણ દાનપત્રોમાં તે કોઈ રાજકીય ઇલકાબ ધારણ કરતો નથી. પ્રશંસાવાળી પ્રસ્તાવના, તથા તેના પહેલાંના રાજાઓનું વર્ણન, ઇ. એ. ૬. પા. ૧૨. માં પ્રસિદ્ધ કરેલાં સંવત ૩૧૦ નાં તેનાં દાન મુજબ જ છે.

દાનપત્રની તારીખ, સંવત્ ૩૧૩ ના શ્રાવણ શુદ ૧૪ છે. આ રાજાનું વહેલામાં વહેલું દાનપત્ર ઉપર કહ્યું તે ( સંવત ૩૧૦ નું ) છે, અને મોડામાં મોડું સં. ૩૨૧ નું છે. ( જુઓ, એ. ઇ. ૮, પા. ૧૯૪ ) આ જ રાજાનાં બીજાં બે વધારે દાનપત્રો બન્ને સં. ૩૨૦ નાં, જે. બી. બી. આર. એ. એસ. વો. ૨૦ પા. ૬ અને એ. ઇ. વો. ૮, પા. ૧૮૮ માં પ્રસિદ્ધ કર્યાં હતાં. આ રાજાનું એક વધારે સંવત્ ૩૧૨ નું દાનપત્ર અપ્રસિદ્ધ રહ્યું છે.

આ દાન લેનાર સામવેદના અનુયાયી અને કપિષ્ઠલ[1] ગોત્રના બે બ્રાહ્મણો છે. તેઓ વેલાપદ્ર છોડી ગોરકેશ આવી વસ્યા હતા. એક બ્રાહ્મણનું નામ દેવકુલ હતું, તે શર્મ્મન નામના બ્રાહ્મણનો પુત્ર હતો. બીજો, જે પહેલાનો ભત્રિજો[2] હતો, તે બ્રાહ્મણ દત્તિલનો પુત્ર, ભાદ નામનો હતો.

તેઓને આપેલી મિલ્કતનું વર્ણન નીચે પ્રમાણે છે.

( ૧ ) સુરાષ્ટ્રમાં વટપલ્લિકા પ્રદેશમાં આવેલાં બહુમૂલ નામના ગામડામાં એક ૧૦૦ પાદાવર્ત્તનું ત્રણ ભાગવાળું ક્ષેત્ર. પહેલો ભાગ તે ગામની નૈરૃત્યમાં આવેલો છે. તેની સીમા—પૂર્વે આમ્રગર્ત્તા, દક્ષિણે પણ આમ્રગર્ત્તા, પશ્ચિમે સંઘનું[3] ક્ષેત્ર, ( અને ) ઉત્તરે દેવીનું ક્ષેત્ર છે. તેની પશ્ચિમ દિશામાં બીજો ભાગ આવેલો છે, જેની સીમા—પૂર્વે કુમારભોગને બ્રહ્મદેય[4] તરીકે આપેલું ક્ષેત્ર, દક્ષિણે ગોરકેશ ( ગામ )ની હદ, પશ્ચિમે પણ ગોરકેશની હદ, અને બુદ્ધકનું ક્ષેત્ર છે. એ જ પ્રમાણે તે જ પશ્ચિમ દિશામાં ત્રીજો ભાગ છે. તેની સીમા—પૂર્વે ગોરક્ષિત[5] ક્ષેત્ર, દક્ષિણે સ્થવિરઠનું બ્રહ્મદેય ક્ષેત્ર, પશ્ચિમે ષષ્ઠીશૂર, ( અને ) ઉત્તરે કુટુમ્બિ કુહુણકનું ક્ષેત્ર.

---

* જ. બા. બ્રાં રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૫૦–૫૩ ડી. બી. દિસ્કલકર. ૧ આ શબ્દની ગોત્રના અર્થમાં વપરાશ માટે જુઓ સિદ્ધાન્તકૌમુદી પ્ર. ૭ પા. ૩ શ્લો. ૪૧ ૨ બીજો બ્રાહ્મણ ભાદ, દેવકુલ અથવા તેના બાપ શર્મનનો ભત્રિજો હતો કે નહિં તે સ્પષ્ટ નથી. આગલી હકીકતમાં બન્ને દાન લેનારા કાકા ભત્રિજાના સમ્બન્ધી તરીકે છે. જ્યારે પાછલી હકીકતમાં પિત્રાઈ તરીકે છે. ૩ આ કદાચ મિમ્માનો મઠ હશે કે જેનું દાન તે જ ગામમાં ૬૫ વર્ષ પહેલાં અપાયું હતું (જુઓ સંવત ૨૪૮ નું દાનપત્ર ઈ. એ. વો.૫,પા.૨૦૬) ૪ સાધારણ દાન સાથે નાહ આપાતા ચોકકસ હકો સહિત બ્રહ્મદેય દાન હોય છે. ૫ ઢોરોને ચરવા માટેની જગ્યા (સરખાવો મરાઠી શબ્દ ગાયરાન.)

( ૨ ) તથા આ બહુમૂલ નામના ગામડામાં જ તેની પશ્ચિમ દિશામાં એક બીજું ૧૦૦ પાદા-વર્ત્તનું ત્રણ ભાગવાળું ક્ષેત્ર આપેલું છે. પહેલા ભાગની સીમા : પૂર્વે બ્રાહ્મણ ભાવનું ક્ષેત્ર, દક્ષિણે સંઘનું ક્ષેત્ર, પશ્ચિમે સ્થવિરનું બ્રહ્મદેય ક્ષેત્ર, અને ઉત્તરે કુટુમ્બિ કુહુણ્ડકનું ક્ષેત્ર છે. બીજા ભાગની સીમા : પૂર્વે સ્થવિરનું બ્રહ્મદેય ક્ષેત્ર, દક્ષિણે કુમારભોગનું બ્રહ્મદેય ક્ષેત્ર, પશ્ચિમે ણુણ્ણુનું બ્રહ્મદેય ક્ષેત્ર, અને ઉત્તરે ષષ્ઠીશૂરનું બ્રહ્મદેય ક્ષેત્ર.

ત્રીજા ભાગની સીમા–પૂર્વે સંઘનું ક્ષેત્ર, દક્ષિણે ગોરકેશની હદ, પશ્ચિમે પણ ગોરકેશની હદ, અને ઉત્તરે કુમાર ભોગનું બ્રહ્મદેય ક્ષેત્ર.

આ દાનપત્રનો દૂતક, અમલ કરનાર અધિકારી સામંત શીલાદિત્ય છે. તે રાજકુટુંબનો હોય એવું લાગે છે. સં. ૩૧૦ ના દાનપત્રમાં પણ એ જ માણસ દૂતક છે. પરંતુ ધ્રુવસેનનાં બીજાં દાનપત્રોમાં દૂતક રાજપુત્ર ખરગ્રહ છે.

આ દાનપત્ર મુખ્ય મંત્રી ( દિવિરપતિ ) વત્રભટ્ટિ જે સંધિ અને વિગ્રહનો પણ મંત્રી હતો, ( संधिविग्रहाधिकृत ) તેણે લખ્યું હતું. સંવત્ ૩૧૦ ના દાનપત્રનો પણ એ લેખક હતો.

દાનપત્રમાં લખેલાં સ્થળોમાંથી, વેલાપદ્ર ચોક્કસપણે ઓળખી શકાતું નથી. પરંતુ તે સં. ૨૧૦ અને ૨૫૨[1] નાં બીજાં બે દાનપત્રોમાં લખેલું છે. સંવત્ ૨૫૨ ના દાનપત્રમાં ઝારીસ્થલી-માં આવેલું જણાવેલું છે. કાઠિયાવાડના અમરેલી ડિસ્ટ્રિક્ટના હાલના 'ઝાર' સાથે ઝારી ઓળખાવી શકાય.

ગોરકેશ, હાલનું, ભાવનગર સ્ટેટના મહુવા ડિસ્ટ્રિક્ટનું ગોરસ ગામડું, જ્યાંથી આ પતરાં મળ્યાં છે તે જ છે. બહુમૂલ ગામ, વટપલ્લિકા સ્થલીમાં આવેલું, સં. ૨૪૮ ના દાનપત્રમાં પણ આપેલું છે, પણ ઓળખી શકાતું નથી.

---

૧ જુઓ એ. ઈ. વો ૧૫ પા. ૨૫૫ અને ૧૮૭

## अक्षरान्तर[1]

### पहेलुं पतरूं

१ ओँ[2] स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणांमतुलबलसम्पन्नमण्डलाभो-
गसंसक्तप्रहारशतलब्धप्रतापा-

२ प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागादनरक्तमौलभृतश्रेणीबलावाप्तराज्यश्रीयः
परममाहेश्वरश्रीभटार्का-

३ दव्यवच्छिन्नराजवङ्शान्मातापितृचरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषः शैशवात्प्र-
भृतिखड्गद्वितीयबाहुरेव सम

४ दपरगजघटास्फोटनप्रकाशितसत्वनिकषः तत्प्रभावप्रणताराति‍चूर्दारत्नप्रभासंसक्त-
पादनखरश्मिसङ्हतिः सक-

५ लस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनान्वर्त्थराजशब्दः रूपकान्तिस्थै-
र्य्यगाम्भीर्य्यबुद्धिसम्पद्भिः स्मरशशा-

६ ङ्कोद्रराजोदधित्रिदशगुरुधनेशानतिशयानः शरणागताभयप्रदानपरतया त्रिर्णवद-
पास्ताशेषस्वकार्य्यफलं प्रार्त्थना-

७ धिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्र-
मोदः परममाहेश्वरः श्रीगुह-

८ सेनस्तस्य सुतस्तत्पादनखमयूखसन्तानविसृतजाह्नवीजलौघप्रक्षालिताशेषकल्मषः
प्रणयिशतसहस्रोपजीव्यमान-

९ सम्पद्रूपलोभादिवाश्रितः सरभसमाभिगामिकैर्ग्गुणैस्सहजशक्तिशिक्षाविशेषविस्मा-
पिताखिलधनुर्द्धरः प्रथमनरपति-

१० समतिसृष्टानामनुपालयिता धर्म्मदायानां अपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवानां
दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवा-

११ सस्यं सङ्हताराातिपक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमोः[13] विक्रमोपसंप्राप्तविमलपार्थि-
वश्रीः परममाहेश्विरः श्रीधरसेनः

१२ तस्य सुतः तत्पादानुध्यातः सकलजगदानन्दनात्यद्भुतगुणसमुदयस्थगितसमग्रदि-
ङ्मण्डलः समरशतविजयशोभा-

१३ सनाथमण्डलाग्रद्युतिभासुरतरान्सपीठोद्व्ढगुरूमनोरथमहाभारः सर्व्वविद्यापरा-
परविभागाधिगमविमलमतिर-

---

१ मूळ पतरामांथी. २ चिह्नरूपे. ३ वांचो मैत्रकाणामतुल ४ पहेलानां ताम्रपत्रोमां सपत्न लखेल छे जुओ ओ. ई.वो.३ पा. ३१९ ५ आ शब्दो माटे जुओ ई.ओ.वो. ४८ पा. २०७ ६ वांचो श्रियः ७ वांचो वंशान्माता. ८ वांचो चूडा. ९ वांचो शशाङ्काद्रिराजो. १० वांचो तृण. ११ वांचो फलः. १२ वांचो संहता. १३ वांचो विक्रमो. १४ वांचो माहेश्वरः १५ वांचो विजय. १६ वांचो द्युति. १७ वांचो तरांस. १८ वांचो गुरु.

१४ पि सर्व्वतः सुभाषितलवेनापि सुखोपपादनीयपरितोषः समग्रलोकागाधगाम्भीर्य्यहृ-
दयोपि सुचरितातिशयसुव्यक्तपरम-

१५ कल्याणस्वभावः खीलीभूतकृतयुगनृपतिपथविशोधनाधिगतोदग्रकीर्तिः धर्म्मानुपरो-
धोज्वलतरीकृतार्त्थसुखसम्पदुपसेवा-

१६ निरूढधर्म्मादित्यद्वितीयनामा परममाहेश्वरः श्रीशिलादित्यः तस्यानुजस्त-
त्पादानुद्ध्यातः स्वयमुपेन्द्रगुरुणेव गुरुणात्या-

१७ दरवता समभिलषनीयामपि राजलक्ष्मीस्कन्धासक्तां परमभद्र इव धुर्य्यः तदा-
ज्ञासम्पादनैकरसतयैवोद्वहनखेदसुख-

१८ रतिभ्यामनायासितसत्वसम्पत्तिः प्रभावसम्पद्वशीकृतनृपतिशतशिरोरत्नच्छायोपगू-
ढपादपीठोपि परावज्ञाभिमान-

१९ रसानालिङ्गितमनोवृत्तिः प्रणतिमेकां परित्यज्य प्रख्यातपौरुषाभिमानैरप्यरातिभि-
रनासादितप्रतिक्रियोपायः कृतनिखि-

२० लभुवनामोदविमलगुणसङ्घहति प्रसभविघटितसकलकली विलसितगतिः नीचजना-
धिरोहिभिरशेषैर्द्दोषैरनामृष्टात्यु-

२१ न्नतहृदयः प्रख्यातपौरुषास्त्रकौशलातिशयगणातिथविपक्षक्षितिपतिलक्ष्मास्वयम्र-
हे्प्रकाशितप्रवीरपुरुषप्रथमसंख्या-

२२ धिगमः **परममाहेश्वरः श्रीखरग्रहः** तस्य तनयः तत्पादानुध्यातः सकलविद्याधि-
गमविहितनिखिलविद्वज्जनमनः परितोषातिशयः

२३ सत्वसम्पदा त्यागौडार्य्येण च विगतानु संधानाशमाहितारातिपक्षमनोरथाक्षभङ्गः
सम्यगुपलक्षितानेकशास्त्र-

२४ कलालोकचरितगह्वरविभागोपि परमभद्रप्रकृतिः अकृत्रिमप्रश्रयविनयशोभाविभूषणः
समरशतजयपताका-

पतरूं बीजुं

२५ हरणप्रत्यलोदंग्रबाहुदण्डविध्वन्सितनिखिलप्रतिपक्षदर्प्पोदयः स्वधनुः प्रभावप-
रिभूतास्त्रकौशलाभिमानसकलनृपतिमण्ड-

२६ लाभिनन्दितशासनः परममहेश्वरः श्रिधरसेन. तस्यानुजः तत्पादानुध्यातः स-
च्चरितातिशयितसकलपूर्व्वनरपतिरतिदु-

२७ स्साधानाँ[ ना* ]मपि प्रसाधयिता विषयाणां मूर्त्तिमानिव पुरुषकारः परिवृद्धगु-
णानुरागनिर्भरचित्तवृत्तिभिर्म्मनुरिव स्वय-

१ वांचो खिलीभूत. २ वांचो लषणीया ३ वांचो संहति: ४ वांचो कलि. ५ वांचो शेषैर्द्दोषै. ६ वांचो स्वयं. ७ वांचो संख्या. ८ वांचो त्यागौदार्येण. ९ वांचो तानुसंधानसमा. १० वांचो प्रत्ययो. ११ वांचो विध्वंसित. १२ आनो कानो म उपर मूंकायो छे. १३ वांचो माहेश्वरः १४ वांचो श्री. १५ वांचो दुस्साधना.

२८ मभ्युपपन्नः प्रकृतिभिः अधिगतकलाकलापः कान्तिमानिर्वृतिहेतुरकलङ्कः कुमु-
दनाथः प्राज्यप्रतापस्थगितदिगन्तरालः प्रध्वन्सि-

२९ तध्वान्तराशिः सततोदितस्सविता प्रकृतिभ्यः परं प्रत्ययमर्थवन्तमतिबहुतिथप्र-
योजनानुबन्धमागमपरिपूर्णं विदधानः सन्धिविग्र-

३० हसमासनिश्चयनिपुणः स्थानेनुरूपमादेशं ददद्गुणवृद्धिविधानजनितसंस्कारस्साधूनां
राज्यसोलातुरीयतन्त्रयोरुभयोरपि

३१ निष्णातः प्रकृष्टविक्रमोपि करुणामृदुहृदयः श्रुतवानप्यगर्व्वितः कान्तोपि प्रशमी
स्थिरसौहृदय्योपि निरंसिता दोषवतां उदय-

३२ समयसमुपजनितजनतानुरागपरिपिहितभुवनसमर्थितप्रथितबालादित्यद्वितीयना-
मा परममाहेश्वरः श्रीध्रुवसेन कुशली

३३ सर्व्वानेव यथा संम्बेद्धयमानकान्समाज्ञापयत्यस्तु वस्संदिवितं यथा मया माता-
पित्रोः पुण्याप्यायनाय वैलापद्रविनिर्गतगोरकेशनिवासिकपि-

३४ ष्ठलसगोत्रछन्दोगसब्रह्मचारीब्राह्मणशर्म्मपुत्रब्राह्मणदेवकुलतथैतद्भ्रातृव्यब्राह्मणदचि-
लपुत्रब्राह्मणभादाभ्यां सुराष्ट्रेषु वटपल्लिकास्थल्या-

३५ न्तर्गतबहुमूलग्रामेत्रिखण्डावस्थितपादावर्त्तशतपरिमाणं क्षेत्रं यत्र दक्षिणापरसी-
म्नि प्रथमखण्डं यस्य आघाटनानि पूर्व्वतः आम्रगर्त्ता दक्षिणत आम्रग-

३६ र्त्ता च अपरतः सङ्घकक्षेत्रं उत्तरतः देवीक्षेत्रं तथापरसीम्नी द्वितीयखण्डं यस्या-
घाटनानि पूर्व्वतः कुमारभोगब्रह्मदेयक्षेत्रं दक्षिणतः गोरकेशसीमा

३७ अपरतः गोरकेशसिमैवं उत्तरतः बुट्टकक्षेत्रं तथापरसीम्न्यैव तृतीयखण्डं यस्या आ-
घाटनानि पूर्व्वतः गोरक्षितक्षेत्रं दक्षिणतः स्थविरकब्र-

३८ ह्मदेयक्षेत्रं अपरतः षष्ठिशुरब्रह्मदेयक्षेत्रं उत्तरतः कुटुम्बिकुहुण्डकक्षेत्रं तथास्मि-
न्नेव बहुमूलग्रामे अपरसीम्नि द्वितीयत्रिखण्डावस्थितपा-

३९ दावर्त्तशतं यत्र प्रथमखण्डस्याघटनेनि पूर्व्वतः ब्राह्मणभावक्षेत्रं दक्षिणतः सङ्घ-
कक्षेत्रं अपरतः स्थविरब्रह्मदेयक्षेत्रं उत्तरतः कुटुम्बिकुहुण्डकक्षेत्रं

४० तथा द्विसीयखण्डस्याघाटनानि पूर्व्वतः स्थविरकब्रह्मदेयक्षेत्रं दक्षिणतः कुम[ मा ]
रभोगब्रह्मदेयक्षेत्रञ्च अपरतः णण्णब्रह्मदेयक्षेत्रं उत्तरतः षष्ठिशु-

४१ रब्रह्मदेयक्षेत्रं तथा त्रितीयखण्डस्याघटनानि पूर्व्वतः सङ्घकक्षेत्रं दक्षिणतः गोरके-
शसीमा अपरतः गोरकेशसीमैव उत्तरतः कुमारभोगब्रह्म-

१ वांचो निर्वृति. २ वांचो राल. ३ वांचो ध्वंसि. ४ शाला. ५ वांचो हृदयोपि. ६ वांचो सम्बध्य. ७ આનો પાઠ वेलापद्र હોવો જોઈએ જુઓ એ. ઇ. વો. ૧૪ પાનું ૨૫૫ અને ઇ. એ. વો. ૧૪પા.૧૦. ૮ વાંચો स्थल्यन्त ૯ ઇ. એ. વો. ૪ પાનું ૧૩૪ ના તામ્રપત્રમાં પણ આ ગામનું નામ છે. બહુમૂલ સાચો પાઠ લાગે છે. ૧૦ વાંચો सीम्नि. ૧૧ વાંચો दक्षिणतः ૧૨ વાંચો सीमैव. ૧૩ વાંચો यस्य. ૧૪ વાંચો शुर. ૧૫ વાંચો स्याघाटनानि ૧૬ વાંચો क्षेत्रं. ૧૭ વાંચો क्षेत्रं च ૧૮ વાંચો तृतीय. ૧૯ વાંચો स्याघाटनानि. ૨૦ વાંચો दक्षिणतः ૨૧ વાંચો सीमैव

४२ देयक्षेत्रं एवमेतदुपरिलिखितषट्खण्डावस्थितं भूपादावर्त्तशतद्वयं सोद्रङ्गसोपरिकरं सभूतवातप्रत्यायं सधान्यहिरण्यादेयं सदशापरा-

४३ धं सोत्पद्यमानविष्टिकं सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयं पूर्व्वप्रत्तदेवब्रह्मदेयवर्ज्ज-भूमिच्छिद्रन्यायेनाचन्द्रार्क्कार्ण्णवक्षितिसरित्पर्व्वत-

४४ समकालीनं पुत्रपौत्रान्वयभोग्यं उदकातिसर्ग्गेण धर्म्मदायो निसृष्टः यतोनयोः उचितयो ब्रह्मदेयस्थित्या भुञ्जातः कृषतः कर्षयेतोः

४५ प्रदिशतोर्व्वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यमागामिभद्रनृपतिभिरप्यस्मद्वंशजैरन्यै-र्व्वा अनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यञ्च भूमि-

४६ दानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्चेत्युक्तं च ॥ बहुभि-र्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः[ ।* ]यस्य यस्य

४७ यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दारिद्र्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायत-नीकृतानि । निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम

४८ साधुः पुनराददिर्त ॥ षष्ठं वर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठाति भूमिदः[ ।* ]आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेन ॥ दूतकोत्र ।

४९ सामन्तशीलादित्य : [ ।* ]लिखितमिदं सन्धिविग्रहाधिकृतदिविरपतिवत्रभ-ट्टीनां । सं ३०० १० ३ श्रावण शु १० ४ [ ।* ]स्वहस्तो ममऽऽऽ

१ वांचो प्रत्यायं. २ वांचो न्यायेना. ३ वांचो यतोनया उचितया. ४ वां भुञ्जतः ५ वांचो कर्षयतः ६ द्व्यासेधे ७ वांचो वंश ८ वांचो ददीत ९ वांचो षष्टिं १० वांचो तिष्ठति १२ आ चिह्न जरूरनु नथी. १३ ५ उपरनो रेफ रद करो.

નં० ૬૬

# વળામાંથી મળેલાં ધ્રુવસેન ૨ જાનાં તામ્રપત્રો[1]

ગુ. સ. ૩૧૯ ઈ. સ. ૬૩૮.

ઈ. સ. ૧૯૩૦ માં વળામાંથી મળેલાં પાંચ તામ્રપત્રો પૈકીનું આ એક છે. તે ધ્રુવસેન બીજાના સમયનું અને ગુ. સ. ૩૧૯ ના વર્ષનું છે. તે ... ... મુકામેથી અપાયું છે.

વંશાવલિ. ભટાર્કના વંશમાં ગુહસેન જન્મ્યો હતો. તેનો દીકરો ધરસેન બીજો હતો. તેનો દીકરો શીલાદિત્ય ઉર્ફે ધર્માદિત્ય નામે હતો. તેનો નાનો ભાઈ ખરગ્રહ, તેનો દીકરો ધરસેન અને તેનો નાનો ભાઈ ધ્રુવસેન બીજો હતો.

દાનવિભાગ---વલભીની પડોશમાંના યક્ષસુર વિહાર પાસે પુન્નભટ્ટે (પૂર્ણભટ્ટે) બંધાવેલા વિહારમાં રહેતી ભિક્ષુણીઓના સંઘ માટે કપડાં ખોરાક તથા દવા મેળવવા વાસ્તે તથા ભગવાન્ બુદ્ધની પૂજા માટે જોઈતાં ચંદન, પુષ્પ, ધૂપ, દીપ વિગેરે વાસ્તે અને વિહારના ત્રુટક ભાગના જીર્ણોદ્ધાર વાસ્તે સુરાષ્ટ્રમાં રોહનક પ્રાંતમાંના નગદિન્નનક નામનું ગામડું ધ્રુવસેને દાનમાં આપ્યું.

સામન્ત કક્કુકની માના આબરૂદાર કુટુંબમાં પૂર્ણભટ્ટ જન્મ્યો હતો.

૧ નોટખાન. ભાં. દી. ઓઝા

નં૦ ૬૭

# ધ્રુવસેન ૨ જાનું તામ્રપત્ર[1]

ગુપ્ત સંવત્ ૩૨૦ આષાઢ સુદ. ૬૩૯–૪૦ ઈ.સ.

આ દાનનાં બે પતરાં છે અને બન્નેમાં અંદરની બાજુએ લેખ કોતરેલ છે. તે બે કડીથી બાંધેલાં છે અને એક કડી ઉપર મુદ્રા છે, જેમાં બેઠેલો વૃષ અને શ્રી ભટક્ક: અક્ષરો છે. બીજું પતરૂં જમણી બાજુએ ઉપરના ભાગમાંથી ખંડિત છે અને પહેલી પાંચ પંક્તિના અમુક અક્ષરો ગયા છે. પણ બીજાં દાનપત્રોમાંથી તે અક્ષરો અટકળી શકાય છે. પતરાંનું માપ ૧૩"×૯⅞" છે અને લેખના રક્ષણ માટે કોર જરા વાળેલી છે. ઇ. એ. વો. ૬ પા. ૧૩ મે આપેલ ધ્રુવસેન બીજાના શાસનની સાથે અક્ષરો મળતા આવે છે. ઉપરાંત આમાં આદ્ય " એ " પં. ૧૭ માં એકો-માં મળે છે. અક્ષરો બહુ ઉંડા કોતરેલા નથી પણ પતરાં પાતળાં હોવાથી અક્ષરો પાછળની બાજુ દેખાય છે. અક્ષરની ઉંચાઈ સરેરાસ ⅕" છે. બીજા પતરાની પં. ૨૨ માં ૩૦૦,૨૦ અને ૧ નાં ચિન્હો છે. ભાષા સંસ્કૃત છે અને બીજા પતરાની પં. ૧૯ થી ૨૧ સુધીમાંના શ્લોકો સિવાય આખો લેખ ગદ્યમાં છે.

લેખ ધ્રુવસેન બીજાના સમયનો છે અને ત્રિસંગમકના સ્વતલમાં પ્રતિષ્ઠિત કોટ્ટમહિકા દેવીના લાભાર્થે તે રાજાએ આપેલા દાન સંબંધી છે. તરસમિઆમાં અત્યારે પણ કોટ્ટરા દેવીનું મંદિર અસ્તિત્વમાં છે. દાનવાળા વિભાગમાં પ્રાગીય અને ગુહાદાન શબ્દો છે, જેનો અર્થ કલ્પી શકાતો નથી પણ એમ જણાય છે કે મહારાજા દ્રોણસિંહે કાંઈ દાન આપેલું, પણ તેનો ભોગવટો થોડા વખત પછી બંધ પડેલો. તેટલા માટે ધ્રુવસેન તે દાન કાયમ કરે છે અને વિશેષ-માં હુકમ કરે છે કે મન્દિરના ખર્ચ માટે ત્રિસંગમક સ્વતલની તેજુરીમાંથી દરરોજ રૂપાનો એક શિક્કો આપવો. લેખનો સંવત ૩૨૦ ( ૬૩૯–૪૦ ઇ. સ. ) છે અને તેથી યુએન સીઆંગ ઈ. સ. ૬૪૦ માં પશ્ચિમ હિંદમાં આવ્યો ત્યારે વલભીનો રાજા તુલુહોપોતુ તે આ ધ્રુવસેન હોવો જોઈએ એમ પુરવાર થાય છે. આ રાજાનું બીજું દાનપત્ર સં. ૩૧૦( ૬૨૯–૩૦ ઈ. સ. )નું ઈ. એ. વો. ૬ પા. ૧૩ મે પ્રસિદ્ધ થયું છે. ઈબારત બન્નેની સરખી છે પરન્તુ તેમાં વલભી સ્વતલમાં રહેતા બુદ્ધ સાધુને દાન આપ્યાની હકીકત છે.

૧ જ. બી. બી. આર. એ. એસ. વો. ૨૦ પા. ૬ એ. એમ. ટી. જેક્સન

## अक्षरान्तरं[1]

### पतरूं पहेलुं

पं. १–२४ ओं स्वस्ति विजयवलभीतः प्रसभप्रणतामित्राणां मत्रकानामतुलबलसम्पन्नमण्डलाभोग
संसक्तसंप्रहारशतलब्धप्रतापात्प्रतापापनतदानामानार्जवोपार्जितानुरागादनुरक्तमौल-
भृतश्रेणीबलावाप्तराज्यश्रियः परममाहेश्वरश्रीभटार्क्कादव्यवच्छिन्नराजवंशान्मातापितृ-
चरणारविन्दप्रणतिप्रविधान्ताशेषकल्मषःशैशवात्प्रभृतिखड्गद्वितीयबाहुरेव समदपर-
गजघटास्फोटनप्रकाशितसत्त्वनिकषः तत्प्रभावप्रणतारातिचूडारत्नप्रभासंसक्तपादन-
खरश्मिसंहतिः सकलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरंजनान्वर्त्थराज-
शब्दो रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबुद्धिसंपद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगु-
रुधनेशानतिशयानः शरणागताभयप्रदानपरतया तृणवदपास्ताशेषस्ववीर्य्यफलः
प्रार्त्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्ड-
लाभोगप्रमोदः परममाहेश्वरः श्रीगुहसेनः तस्य सुतः तत्पादनखमयूखसंतानविसृ-
तजाह्नवीजलौघप्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमानसंपद्रूपलोभा-
दिवाश्रितः सरभसमाभिगामिकैः गुणैः सहजशक्तिशिक्षाविशेषविस्मापिताखिल-
धनुर्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघात-
कारिणां उपप्लवानां शमयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सहोपपतिपक्षलक्ष्मिपरि-
भोगदक्षविक्रमः विक्रमोपसंप्राप्तविमलपार्त्थिवश्रीः परममाहेश्वरः श्रीधरसेनः
तस्य सुतः तत्पादानुध्यातः सकलजगदानन्दनात्यद्भुतगुणसमुद्रस्थगतसमग्रदिङ्म-
ण्डलः समरशतविजयशोभासनाथमण्डलाग्रद्युतिभासुरतरांशपीठोव्यूढगुरुमनोरथम-
हाभावः सर्वविद्यापरावरभागाधिगमविमलमतिरपि सर्वतः सुभाषितलवेनापि स्वोप
पादनीयपरितोषः समग्रलोकागाढगाम्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरम-
कल्याणस्वभावः खिलीभूतकृतयुगनृपतिपथविशोधनाधिगतोदग्रकीर्त्तिः धर्मानुप-
रोधोज्ज्वलतरीकृतार्थसुखसंपदुपसेवानिरूढधर्म्मादित्यद्वितीयनामा परममाहेश्वरः
श्रीशीलादित्यः तस्यानुजः तत्पादानुध्यातः स्वयमुपेन्द्रगुरुणेव गुरुणात्यदर-
समभिलषणीयामपि राजलक्ष्मीं स्कन्धासक्तां परमभद्र इव धुर्य्यस्तदाज्ञासम्पादनै-
करसतयैवोद्वहन्खेदसुखरतिभ्यां अनायासितसत्त्वसंपत्तिः प्रभावसम्पद्वशीकृतनृप-
तिशतशिरोरत्नच्छायोपगूढपादपीठोपि परावज्ञाभिमानरसनालिङ्गितमनोवृत्तिः प्रण-
तिमेकां परित्यज्य प्रख्यातपौरुषाभिमानैरप्यरातिभिरनासादितप्रतिक्रियापायाः कृत-
निखिलभुवनामोदविमलगुणसंहतिः प्रसभविघटितसकलकलिविलसितगतिर्न्नीचज-

१ કો. ઇ. ઇ. વો. ૩ પા. ૧૭૧ મે અલીણાના શીલાદિત્ય ૭ માના સંવત્ ૪૪૭ તામ્રપત્રમાંનો આ ભાગ મૂળ તરીકે લઇને અને તેમાં પ્રગટ કર્તાએ આપેલા પાઠ ફેર દાખલ કરીને આ અક્ષરાંતર ઉપજાવ્યું છે. તેથી દરેક પંક્તિની શરૂવાત જાણી શકાઇ નથી.

नाभिरोहिभिरशेषैः दोषैरनामृष्टात्युन्नतहृदयः प्रख्यातपौरुषास्त्रकौशलातिशगोगण-
तिथविपक्षक्षितिपतिलक्ष्मीस्वयंग्रहप्रकाशितप्रवीरपुरुषप्रथमसंख्याधिगमः परममा
हेश्वरः श्रीखरग्रहः तस्यतनस्तत्पादानुध्यातः

पतरूं बीजुं[१]

पं. २५–३६ सकलविद्याधिगमविहितनिखिलविद्वज्जनमनःपरितोषातिशयः सत्वसम्पदात्ययौदा-
र्य्येण च विगतानुसन्धानासमाहितारातिपक्षमनोरथरथाक्षभंगः सम्यगुपलक्षितानेक-
शास्त्रकलालोकचरितगह्वरविभागोपि परमभद्रप्रकृतिरकृत्रिमप्रश्रयविनयशोभाविभू-
षणः समरशतजयपताकाहरणप्रत्यलोदग्रबाहुदण्डविध्वन्सितनिखिलप्रतिपक्षदर्प्पो-
दयः स्वधनुः प्रभावपरिभूतास्त्रकौशलाभिमानसकलनृपतिमण्डलाभिनन्दितशा-
सनः परममाहेश्वरः श्रीधरसेनः तस्यानुजः तत्पादानुध्यातः सच्चरितातिशयित-
पूर्व्वनरपतिः दुस्साधानामपि प्रसाधयिता विषयाणां मूर्तिमानिव पुरुषकारः
परिवृद्धगुणानुरागनिर्भ्भरचित्तवृत्तिः मनुरिव स्वयमभ्युपपन्नः प्रकृतिभिरधिगत-
कलाकलापः कान्तिमान्निद्रातिहेतुरकलङ्कः कुमुदनाथः प्राज्यप्रतापस्थगितदिग-
न्तरालः प्रध्वंसितध्वान्तराशिः सततोदितस्सविताप्रकृतिभ्यः परं प्रत्ययमर्त्थ-
वन्तमतिबहुतिथप्रज्योजनानुबंधमागमपरिपूर्ण्णं विदधानः सन्धिविग्रहसमासनिश्चय-
निपुणः स्थानमनुपदेशं ददतां गुणवृद्धिविधानजनितसंकारस्साधूनां राज्यशाला-
तुरीयतन्त्रयोरुभयोरपि निष्णातः प्रकृतिविक्रमोपि करुणामृदुहृदयः श्रुतवानप्य-
गर्व्वितः कान्तोपि प्रशमी स्थिरसौहृदय्योपि निरासिता दोषवतामुदयसमलसमुप-
जनितजनतानुरागपरिपिहितभुवनसमर्त्थितप्रथितबालादित्य

३७ द्वितीयनामा परमाहेश्वरश्रीध्रुवसेनः कुशलि सर्व्वानेवयथासंबध्यमानकान्समाज्ञा-
पयत्यस्तुवस्संविदितं

३८ यथा मया मातापित्रोः पुण्याप्यायनाय त्रिसतिमकस्वतलप्रातिष्ठित कोट्टम्माहिकादेवी
पादेव्याः महाराजद्रोणसिंहेन त्रिसङ्गमक[२]

३९ प्रपीयवापीषुताम्रशासनं[३] भिलिरुप गुदादानं प्रतिपादितंमन्तराच्च[४] विच्चिर्ग्गनीतं[५] तद-
स्मभिर्ग्गन्धपुष्पधूपदीपतैलाद्योपयो—

४० गाय देवकुलस्य च खण्डस्फटितप्रतिसंस्करणाय पादमूलजीवनाय च समुत्सम्कलि-
तं तथात्रिसङ्गमक( स्वतल )गञ्जत्[७]प्रैत्यहं

१ અનુમાને २ વાંચો त्रिसङ्गमक ३ વાંચો शासने ४ વાંચો प्रतिपादितं ५ વાંચો विच्छित्ति नीतं ६ વાંચો अस्माभिर् ७ વાંચો गञ्जात्

४१ तन्नियुक्तेन रुपक एको देयो क्षयनीवीत्वेन देव्याः पूजाहेतोर्ध्धर्म्मदायो निसृष्टः यतो न केनचिद्व्यासेधे वर्त्तितव्यं आगामिभद्रनृ-

४२ पतिभिरस्मद्वंशज्यैरन्यैर्व्वा अनित्यान्यैश्वर्य्याण्यस्थिरमानुष्यसामान्यं दानफचलमव-च्छद्भिरे अयमस्मद्दायानुमन्तव्यः प्रतिपालयित

४३ व्यश्च त्युक्तश्चै ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं यानि

४४ हृदारिद्यभयेन्नरेन्द्रैर्धनानि धर्म्मायतनीकृतानि निर्भुक्तमाल्यप्रतिमानितानी कोनाम साधु पुनराददीत

४५ षष्टिर्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेत्तां चानुमन्तों च तान्येव नरके वसेदिति ॥ दूतको नृराजपुत्र श्री खरग्रहः

४६ लिखितमिदं सन्धिविग्रहाधिकृत दिविरपति चत्रभट्टि पुत्रदिविरपति स्कन्दभटेन ॥ सं ३००।२० आषाढ सु । स्वहस्तो मम

---

१ वांचो वंशजैर २ वांचो अनित्य ३ वांचो अस्थिरं मानुष्यं ४ दानफलम् ५ वांचो अवगच्छद्भिर् ६ वांचो अस्मद्दायो ७ वांचो इत्युक्तं च ८ वांचो फलं यानि ९ वांचो भयान् १० वांचो षष्टिं ११ वांचो आच्छेत्ता १२ वांचो अनुमन्ता

ભાષાન્તર

૧૩. પરમ માહેશ્વર ધ્રુવસેન કુશળ હાલતમાં સંબંધવાળા સર્વને અનુશાસન કરે છે:—
તમને જાહેર થાઓ કે:—

૧૪-૧૬. મહારાજ દ્રોણસિંહે તેનાં માતાપિતાના પુણ્ય અર્થે પ્રાપીયોમાં ત્રાંબાપત્રપર લખી ત્રિસઙ્ગમકના સ્વતલમાં સ્થાપિત કોટ્ટમ્મહિકાદેવી અર્થે ગુહાદાન ( ? ) અને ત્રિસઙ્ગમકનાં સરોવર કર્યાં. અને સમય વીતે (તે દાનના ઉપભોગ)નો પ્રતિબંધ થયો હતો. આ (દાન) માં અમારાથી ગન્ધ, કુસુમ, ધૂપ, દીપ, તેલ, આદિ માટે અને મંદિરના ખંડિત અથવા જીર્ણ થએલા ભાગના ઉદ્ધાર ( સમારકામ ) માટે અને તેના પૂજારીના પાલન માટે અનુમતિ અપાઈ છે.

૧૬-૧૭ અને ત્રિસઙ્ગમકના સ્વતલના સંચય( ખજાના )માંથી પ્રતિદિન એક રૂપાનો સિક્કો નિત્ય દાન તરીકે, ત્યાં નીમેલા માણસથી દેવીની પૂજા અર્થે દેવાનો છે. તે ધર્મદાન તરીકે અપાયું છે, જેથી કોઈએ પ્રતિબંધ કરવો નહિ.

૧૭-૧૮ અને આ અમારા દાનને, અમારા વંશના કે અન્ય ભાવિ ભદ્ર નૃપોએ પ્રભુત્વ અનિત્ય છે, માનુષ્ય લક્ષ્મી અસ્થિર છે, અને દાનનું ફળ ( દેનાર અને રક્ષનારને ) સામાન્ય છે, એમ જોઈ અનુમતિ આપવી અને રક્ષવું.

૧૯-૨૦. અને નીચે પ્રમાણે કહ્યું છે:—સગરથી માંડી ઘણા નૃપોએ પૃથ્વીનો ઉપભોગ કર્યો છે અને જે જે સમયે ભૂપતિ તેને તે સમયનું ફળ છે. દારિદ્રયના ભયથી નૃપોએ આ જગમાં સત્પાત્રોમાં દીધેલી લક્ષ્મી જે ઉપભોગ થએલી માળા સમાન છે તે કયો સુજન પુનઃ હરી લેશે ?

૨૧ ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦૦૦૦ વર્ષ વસે છે, પણ તે હરી લેનાર અથવા હરણમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વસે છે. દૂતક રાજપુત્ર ખરગ્રહ છે.

૨૨ સંધિવિગ્રહિક અને દિવિરપતિ કુત્રભટ્ટિના પુત્ર દિવિરપતિ સ્કન્દભટથી આ લખાયું છે. સં. ૩૨૦ ( ઈ. સ. ૫૦૨-૩ ) અષાઢ શુ. ૧.

મારા સ્વહસ્ત.

નં० ९८

# ધ્રુવસેન ૨ જાનાં નોગાવાનાં તામ્રપત્રો*

## ગુપ્ત સંવત ૩૨૦ (ઈ. સ. ૬૩૯-૪૦) ભાદરવા વદિ ૫

આ તામ્રપત્રોની બે જોડીઓ રતલામ દરબારની છે. તે મધ્ય હિન્દુસ્તાનમાં રતલામ સ્ટેટના દિવાને ૧૯૦૨ ના ડિસેંબરમાં મારશલ અને કઝીન્સ સાહેબોને થોડા સમય માટે આપ્યાં હતાં. મી. મારશલે રતલામના દિવાનનો એક પત્ર મને મોકલ્યો હતો, તે ઉપરથી જણાય છે કે, રતલામની ઉત્તરે ૧૦ મૈલ પર નોગાવામાં એક બ્રાહ્મણનો કૂવો, તેના મકાન પાસે દુરસ્ત થતો હતો ત્યારે, ૧૮૯૧માં, આ પતરાંઓ મળ્યાં હતાં. દરેક જોડી બે તામ્રપત્રોની બનેલી છે. તે જોડી ઉપર એક મુદ્રા લગાડેલી છે. આ મુદ્રાની કડી ભાંગેલી અથવા કાપેલી મળેલી છે, અને પ્રથમ કઈ જોડીની તે હશે તે કહી શકાતું નથી. મુદ્રા લંબગોળ છે. અને તેનો વ્યાસ આશરે ૨¼" અને ૨" માપનો છે. તેમાં ખોદેલી સપાટીમાં ઉપડતો જમણી બાજુ મુખ રાખી બેઠેલો એક નંદી છે અને તેની નીચે श्रीभटक્ક લખેલું છે. ઈ. સ. ૧૯૦૨-૩ ના એન્યુઅલ રિપોર્ટ ઓફ ધી આર્કેઓલોજીકલ સર્વે ઓફ ઈંડીઆમાં આ બેમાનું બીજું દાનપત્ર (બી) પ્રતિકૃતિ સાથે પ્રસિદ્ધ કરી ચૂકયો છું. પહેલું (એ) પ્રસિદ્ધ કરવા સાથે બીજાનું અક્ષરાન્તર પણ ફરી છાપું છું. કારણ કે બન્નેના દાનના ભાગો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોઈ એક બીજા ઉપર ઘણો પ્રકાશ પાડે છે.

મી. કઝીન્સે ૧૯૦૫ માં બનાવેલી શાહીની બે છાપો, અને તે જ વર્ષમાં મી. મારશલે મોકલેલાં રબિંગ ઉપરથી આ લેખ પ્રસિદ્ધ કર્યો છે. ફક્ત અંદરની બાજુપર લખાણવાળાં બે તામ્રપત્રો ઉપર તે કોતરેલો છે. પહેલા પતરાની લખેલી બાજુના નીચેના છેડા ઉપર કડીનાં બે કાણાં છે, અને બીજા પતરાને મથાળે તેની સામે બે કાણાં છે. છાપ ઉપરથી અનુમાન થાય છે કે તે દરેક પતરાનું માપ, આશરે ૯ ઈંચ ઉંચાઈ અને ૧૧⅞" પોહોળાઈનું હશે.

આ લેખમાં મૈત્રક રાજા ધ્રુવસેન (૨) એ બે બ્રાહ્મણોને જમીનનું દાન આપ્યાનું લખ્યું છે. તેણે આ શાસન (પોતાની રાજધાની) વલભીમાંથી કાઢ્યું હતું. તેની વંશાવળી તેના સંવત્ ૩૧૦ ના દાનપત્રના શબ્દોમાં જ છે.

દાન મેળવનારા આ બે બ્રાહ્મણો ઉદુમ્બરગહ્વર અને જમ્બૂસર છોડી અગસ્તિકાગ્રહાર અને અયાનકાગ્રહારમાં આવી રહેતા હતા. ઉદુમ્બરગહ્વર બી દાનપત્રની પં. ૪૧ માં તથા ધરસેન ૪ થાનાં એક દાનમાં પણ આવે છે. જમ્બૂસર તે ખેડા અને ભરૂચ વચ્ચેનું હાલનું જમ્બૂસર છે.

" ઉપર કહેલા પ્રદેશમાં માલવકમાં " ( मालवके उह्यमान–भुक्तौ પં. ૪૧, તથા मालवके उह्यमान–विषये બી દાનપત્રમાં પં. ૪૪ ) એ વાકય ગુંચવણવાળું છે. " બી " એકલું પ્રસિદ્ધ કર્યું ત્યારે મેં સૂચવ્યું હતું કે દાન મેળવનારના વર્ણન પહેલાં ત્રીજી પંક્તિમાં આવતા દશપુર સાથે उह्यमान શબ્દનો સંબંધ હોય. આ વિચાર છોડી દેવો પડે છે. કારણ કે "એ" માં દશપુર નો ઉલ્લેખ જ નથી. દાન મેળવનારનાં વર્ણનમાં તેઓ પહેલાં તરત જ આવતાં અગસ્તિકાગ્રહાર અને અયાનકાગ્રહાર ગામોના નામના સંબંધમાં उह्यमान શબ્દ બે વખત વાપર્યો છે. તેથી भुक्तौ અને विषये ની પહેલાં उह्यमान શબ્દ આગળ આવી ગયેલ સપ્તમી 'मालवके' ને જ લાગી શકે અને मालवके उह्यमान भुक्तौ અથવા—विषये અને मालवक भुक्तौ અથવા—विषये એ એક જ છે.

* એ. ઈ. વો. ૮ પા. ૧૮૮ પ્રો. ઈ. હુલ્ટા

ગમે તેમ હોય પણ ધ્રુવસેન ૨ જાનાં આ બે દાનપત્રો ઉપરથી એટલું તો સાબિત થાય છે કે તેના તાબામાં માલવા અગર તેનો થોડો ભાગ પણ હતો.

નવગ્રામકમાં આપેલું જમીનનું દાન જેની પૂર્વે વરાહોટક દક્ષિણે એક નદી, અને ઉત્તરે પુલિંદાનક આવેલાં હતાં, તે આ પ્રાંતનું છે. રતલામના દિવાને મી. મારશલને લખેલા પત્રમાં નવગ્રામકને હાલના નોગાવા તરીકે કે જ્યાંથી આ બે દાનો મળ્યાં હતાં, વરાહોટકને પૂર્વમાં બારોડા તરીકે અને પુલિંદાનકને ઉત્તરમાં પલદૂના તરીકે ઓળખાવ્યાં છે. દાનના વર્ણનમાં આવતી એક ન્હાની નદી પણ તે પત્ર સાથે મોકલેલા રતલામ સ્ટેટના નકશામાં નોગાવાથી અગ્નિકોણમાં નિશાનીથી બતાવેલી છે.

આ દાનપત્રનો દૂતક રાજપુત્ર ખરગ્રહ પાછળથી ખરગ્રહ ૨ જા તરીકે ગાદીએ આવનાર પોતે જ હશે. લેખક દિવિરપતિ સ્કંદભટ ધ્રુવસેન ૨ જા અને ધરસેન ૪ થા નાં બીજાં દાનપત્રોમાં ફરીથી આવે છે. તેનો પિતા વત્રભટ્ટિ શીલાદિત્ય ૧ લા અને ધ્રુવસેન ૨ જાનાં દાનોમાં તથા પુત્ર અનહિલ ધ્રુવસેન ૩ જા ખરગ્રહ ૨ જા અને શીલાદિત્ય ૨ જાનાં દાનપત્રોમાં આવે છે. આ લેખનું વર્ષ [ ગુપ્ત- ] સંવત્ ૩૨૦ ( એટલે ઇ. સ. ૬૩૯-૪૦) એ, મી. જેકસને પ્રસિદ્ધ કરેલાં ભાવનગરનાં પતરાંઓનું વર્ષ છે.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओं स्वस्ति[ ॥ ] वलभितः प्रसभप्रणतामित्र[ ा ]णां मैत्रकाण[ ा ]मतुलबल-
सम्पन्नमण्डलाभोगसंसक्तप्रहा[ र ]—

२ शतलब्धप्रतापात्प्रतापोपनतदानम[ ा ]नार्ज्जवोपार्ज्जितानुरागादनुरक्तमौलभृतश्रेणी-
बलावाप्तराज्य –

३ श्रियः परममाहेश्वर[ : ]श्रीभटार्क्कादव्यवच्छिन्नराजवङ्शान्मातापितृचरणारविन्दप्र-
णतिप्रविधौताशेषकल्मष[ : ]

४ शैशवात्प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितसत्वनिकषः त-
त्प्रभावप्रणता –

५ रातिचूडार[ा]त्नप्रभासंसक्तपादनखरश्मिसङ्हतिः सकलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्षरि-
पालनप्रजाहृदयरं—

६ ञ्जनान्वर्थराजशब्दो रूपरोन्तिस्थैर्य्यगाम्भिर्य्यबुद्धिसम्पद्भिः स्मरशशाङ्काद्रिराजो-
दधित्रिदशगुरुर्धनेशानति—

७ शयान[ : ]शरणगताभयप्रदानपरतय[ ा ]तृणवदपास्त[ ा ]शेषस्वक[ ा ]र्य्यफ-
लप्र[ ा ]र्त्थनाधिकार्त्थ[ ा ]प्रदानानन्दित—

८ विद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहेश्वरः
श्रीगुहसेन -

९ स्तस्य सुतस्तत्पादनखमयूखसन्त[ ा ]न[ वि ]सृतजाह्न[ वी ]जलौघप्रक्ष[ ा ]लि-
ताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्य—

१० मानसम्पद्रूपलोभादिवाश्रितः सरभसम[ ा ]भिगामिकैर्ग्गुणैस्सहजंशक्तिशि[ क्षा ]-
विशेषविस्मापिताखिलधनु—

११ र्द्धरः प्रथ[ ा ]मनरपतिसमसृष्ट[ ा ]नामनुप[ ा ]लयिता धर्म्मदायानापपाकर्त्ता
प्रजोपघातकारि-

१२ ण[ ा ]मुपप्लव[ ा ]नां दर्शयितें श्रीसरस्वत्योरेकाधिपासर्स्यै संहताराातिपक्षल-
क्ष्मीपरिभोगदक्षविक्रमो विक्रमोपसं -

१३ प्राप्तविमलपार्त्थिवश्रीः परममाहेश्वरः श्रीधरसेनस्तस्य सुतस्तत्पादानु॰य[ ा ]तः
सकलज[ गदा ]नन्दन[ ा ]त्यद्भुत[ ा ]—

१ चिह्नरूपमां २ वांचो वंश ३ वांचो सत्त्व. ४ वांचो संहृतिः ५ वांचो सम्यक्परि ६ वांचो रूपकान्ति ७ वांचो गाम्भीर्य्य ८ वांचो गुरु ९ वांचो णैस्सहज. १० वांचो धर्म्म ११ वांचो दर्शयिता १२ वांचो धिवासस्य

१४ गुणसमुदयस्थगितसमग्रदिङ्मण्डले[ : ]समरशतविजय[ शो ]भासन[ ा ]थमण्ड-
लाग्रद्युतिभासुरतरान्सपीठोदूढ-

१५ गुरूमनोरथमहाभ[ ा ]रः सर्व्वविद्यापरावरविभागाधिगमविमलमतिरपि सर्व्वतस्सु-
भ[ ा ]षितलवेनापि सुखोपपा-

१६ दनीयपरितोषः समग्रलोकागाधगाम्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्य-
[ ा ]णस्वभावः खिली-

१७ भूतकृतयुगनृपतिपथविशोधनाधिगतोदग्रकी[ र्तिर्द्ध ]र्म्मानुपरोधोज्ज्वल[ त ]रि-
कृत[ ा ]र्थसुखसम्पदुपसेवानिरूढ-

१८ धर्म्मादित्यद्वितीयनामा परममाहेश्वरः श्रीशीलादित्यस्तस्यानुजस्तत्प[ ा ]द-
[ ा ]नुध्य[ ा ]तः स्वयमुपेन्द्रगुरुणेव गुरुण[ ा ]-

१९ त्यादरवता समभिलषणीयामपि राजलक्ष्मिं स्कन्ध[ ा ]स[ क्त ] [ ां ]परमभद्रइव
धुर्य्यस्तदाज्ञ[ ा ]सम्प[ ा ]दनैक[ र ]सतयैवोद्वह-

२० न्खेदैसुखरतिभ्[ भ्य ] [ ा ]मन[ ा ]य[ ा ]सितसत्वसम्पत्तिः प्रभावसम्पद्वशीकृ-
[ त ]नृपतिशतशिरोरत्नच्छायोपगूढपादपीठोपि

२१ परावज्ञाभिम[ ा ]नरसानालिङ्गितमनोवृत्तिः प्रणतिमेकां परित्यज्य प्रख्यातपौरुषा-
भिमानैरप्यरातिभिरनासादित-

२२ प्रतिक्रियोपायः कृतनिखिलभुवन[ ा ]मोदविमलगुणसङ्गतिप्रसभविघटितसकलक-
लिविल[ सि ]तगतिर्न्नीचजना-

२३ धिरोहिभिरशेषैर्द्दोषैरन[ ा ]मृष्टात्युन्नतहृदयः प्रख्यातपौ[ रु ]षास्त्रकौशलातिश-
यगणतिथविपक्षक्षितिपतिर्लक्ष्मी-

२४ स्वयंग्रहप्रक[ ा ]शितप्रवीरपुरुषप्रथमसंख्याधिगम[ : ]परमम[ ा ]हेश्वरः श्रीख-
रग्रहस्तस्य तनय-

२५ तत्पादा[ नुध्य ][ ा ]तः सकलवि[ द्या ][ ा ]धिगमविहितनिखिलविद्वज्जनमनः-
परितोषातिशयः सत्वतास्पद[ ा ]स्थैं[ ा ]गौदा[ र्य्ये ]-

२६ णच विग[ त ][ ा ]नु[ स ]न्धान[ ा ][ श ]म[ ाहि ]तार[ ा ]तिपक्षमनोर-
थाक्षभङ्गः सम्यगुपलक्षित[ ा ]नेकशास्त्रकलालोकचरित-

१ वांचो दिङ्मण्डलः २ वांचो रांस ३ वांचो गुरु ४ वांचो कीर्तिर्द्धर्म्मा अने तरीकृता ५ वांचो लक्ष्मीं ६ वांचो, रतिभ्या ७ वांचो सत्त्व ८ वांचो मेकां ९ वांचो संहति १० वांचो क्षितिपति. ११ वांचो स्वयमह १२ वांचो स्तत्पा १३ वांचो सत्त्वसम्पदा

पतरूं बीजुं

२७ गह्वर[ वि ]भागोपि प्ररमभद्रप्रकृतिरकृत्रिमप्रस्रयवि[ न ]यशोभाविभूषर्णः समरशतजयपताकाह–

२८ रणप्रत्यलोदग्रबाहुदण्डविध्वन्सितनिखिलप्रतिपक्षदर्प्पोदयः[ स्व ]धनु[ : ]प्रभा-वपरिभृताश्रकौ[ श ]लाभिमा–

२९ [ न ]सकलनृपतिमण्डलाभिन[ न्दि ]तशासना पर॑मम[ ा ]हेश्वरः श्रीधरसेन-स्तत्यानुजस्तत्पाद[ ा ]नुध्य[ ा ]तः सच्चरितातिशयित–

३० स[ क ]लपूर्व्वनरपतिरतिदुस्साधानामपि प्रसाधयिता विपर्याणां मूर्त्तिमा[ नि ]-व पुरु[ ष ]कारः पॅरिवृद्धगुणानुराग–

३१ [ नि ]र्भरचित्तवृत्तिभिर्म्मनुरिव स्वयमभ्युपपन्नः प्रकृतिभिरधिगतकलाकलापः क[ ा ][ न्ति ]मा[ न्निर्वृ ]तिहेतुरकलङ्कः

३२ [ कु ]मुदनाथः प्राज्यप्रतापस्थगितदिग[ न्त ]रालप्रध्वन्सितध्वा[ न्त ]राशि-स्सततोदितस्सविता प्रकृतिभ्यः परं प्र[ त्य ]थम-

३३ [ तंथवन्त ]मतिबहुतिथप्रयोजनानुबन्धम[ ा ]गमपरिपूंर्ण्णं विदधानः षन्धिविग्रह-समासनिश्चयनिपुणः[ स्थ ]ानेनु-

३४ रुंपमादेशं ददद्गुणवृद्धिविधानजनितसंस्कारस्स[ ा ]धूंना राज्यसालातुरीय[ त ]न्त्रयोरुभयोरप निं[ ष्णा ]तः

३५ प्रकृष्टविक्रमोपि किरुणांमृदुहृदयः श्रुतवानप्यगर्व्वितः कान्तोपि प्रशमी स्थिरसौ-हृदय्योपि निरसिता दो-

३६ षवतामुदयसमयसमुपजनितजनतानुरागपरिपिहितभुवनसमर्थितप्रथितबालादित्यद्वि

३७ तीयनामा परममाहेश्वरःश्रीध्रुवसेनकुशली सर्व्वानेव यथासम्बध्यमानकान्सम[ ा ]ज्ञा-पयेत्यॅस्तु व–

३८ स्संविदितं यथा मया मातापित्रोऽऽपुण्याप्य[ ा ]यर्नौयःदुम्बरगह्वर[ वि ]निर्ग्गताग-स्तिकाग्र[ ा ]हार[ ा ] [ ा ]वासिउ[ च्य ]-

३९ मानचातुर्व्विद्यसामान्यपाराशरस[ गो ]त्रवाजसनेयसब्रह्मचारिब्राह्मणकु[ मा ]रस्व [ ा ]मिपुत्रब्राह्मण–

४० अग्निस्वामिने तथा जम्बूसरविनिर्ग्गतायानकाग्र[ ा ]हारनिवासि[ उ ]च्यमान [ चा ]तुर्व्विद्यसामान्यकौशिकस–

१ वांचो प्रश्रय २ वांचो विध्वंसित ३ वांचो परिभूता ४ वांचो शासन ५ वांचो स्तस्यानु ६ वांचो विषयाण ७ वांचो परिवृद्ध. ८ वांचो प्रध्वंसित ९ वांचो तंथव १० वांचो पूर्ण ११ वांचो सन्धि १२ वांचो स्थानेनु १३ वांचो रूप १४ वांचो धूनां १५ वांचो शालातुरीय अने रपि १६ वांचो करुणा. १७ वांचो पयत्यस्तु १८ वांचो यनायोदुम्बर

४१ गोत्रवाजसनेयसब्रह्मचारिब्राह्मणमहेश्वरपुत्रब्राह्मणसंगरवये मालवके उच्यमानभु-

४२ क्तौ नवग्रामकग्रामपूर्व्व[ दी ][1]न्नि भ[ क्ती ]शतं यस्याघाटनानि पूर्व्वतः वराहोट-
कग्रामकङ्कटःद[ क्षि ]णतो-

४३ नदी अपरतःलप्मणपट्टिका[2] उत्तरतःपुलिन्दानकग्रामकङ्कटः[ ए ]वमेतच्चतुराघाटन-
विशुद्धं भक्तीशतं

४४ सोद्रंङ्ग[3] सोपरिकरं सभूतवातप्रत्यायं सधान्यहिरण्यादेयं[4] सदश[ ा ]पराधं सोत्पद्य-
मानविष्टिकं[5] सर्व्वराज-

४५ कीयानामहस्तप्रक्षपणीयं पूर्व्वप्रत्तदे[6][ व ]ब्रह्मदेयब्र[ ा ]ह्मणविङ्गतिरहितं[7] भूमिच्छि-
द्रन्य[ ा ]येन[ ा ]चन्द्र[ ा ]र्क्कार्ण्ण [ वक्षि ]-

४६ तिसरित्पर्व्वतसमक[ ा ]लीनं पुत्रपोत्रान्वयभोग्र्यं[8] उ[ द ]कातिसर्ग्गेण धर्म्मदायो
निसृष्टःयतोनयो[ च ]रुचितया

४७ ब्रह्मदेयस्थित्या गुञ्जंतोः[9] कृषतोःकर्पयंतोः[10] प्रदिशतोर्व्वा न कैश्चिद्वा[ ा ]सेधे वर्त्तित-
व्यमागामिभद्रनृप-

४८ तिभिरप्यस्मद्वङ्गैरण्यैर्व्वा[11] अनित्य[ ा ]न्यैश्वर्य्याण्यास्थिरं म[ ा ]नुष्यंस[12][ ा ]म[ ा ]-
न्यञ्च भूमिदानफलमवगच्छाद्भिर[ य ]-

४९ मस्मद्द[ ा ]योनुमन्तव्यः परिप[ ा ]लयितव्यश्चेत्युतश्च[13] ॥ बहुभिर्व्वसुध[ ा ]भुक्ता
[ ा ]राजभिस्सगर[ ा ]दिभिः [ । ] यस्य यस्य यद[ ा ]भूमस्त[ स्यं[14] ]

५० तस्य तद[ ा ]फलं[15][ ॥ ] [ य ]ानीहादि[ ा ]रिद्रभय[16][ ा ]न्नेर[ न्द्रै ]र्द्धनानि[17] धर्म्म[ ा ]-
यतनीकृत[ ा ]नि[ । ]निर्भुक्तम[ ा ]ल्यप्रतिम[ ा ]नि त[ ा ]नि को नाम शाघुःपु-[18]

५१ [ न ]रा[ य ][19]दीत ॥ पर्ष्टीव[ र्ष ]सहस्र[ ा ][ णि ]स्वर्ग्गे तिष्टति[20] भुमिदः[ । ]
अच्छेत्त[ ा ][21]चं[ ा ]नुम[ न्त ][ ा ][22]च त[ ा ]न्यं[23][ व ]नरकेव[ से ]दिति ॥ दूतकोत्र
राजपुत्रश्रीखरग्रह[ ः ]

५२ लिखितमिदं सन्धिविग्रह[ ा ]धिगृतदिविरपतिवत्रभट्टपुत्रदिविरपतिस्कन्दभटेन ॥
स ३०० २० भ[ ा ]द्रपद व ९ स्वहस्तो मम ॥

---

१ वांचो। पूर्व्वत्तीन्नि २ वांचो। लक्ष्मण ३ वांचो। सोद्रङ्गं ४ वांचो। देयं ५ वांचो। विष्टिकं ६ वांचो। प्रक्षेपणीयं पूर्व्व ७ वांचो। विंशति ८ वांचो। पौत्रान्वयभोग्यं ९ वांचो। भुञ्जतो १० वांचो। कर्षयतो ११ वांचो। रप्यस्मद्वंशजरन्यैर्व्वा १२ वांचो। मानुष्यं १३ वांचो। त्युक्तञ्च १४ वांचो। भूमिस्तस्य १५ वांचो। फलं १६ वांचो। दारिद्र्य १७ वांचो। र्द्धनानि १८ वांचो। साधु १९ वांचो। राददीत २० वांचो। तिष्ठति भूमिदः २१ वांचो। आच्छेता २२ वांचो। मन्ता २३ वांचो। तान्येव २४ वांचो। धिकृत. २५ वांचो। वत्रभट्टि.

ભાષાન્તર

( પંક્તિ ૩૬ ) મહેશ્વરનો પરમ ભક્ત, બાલાદિત્ય નામધારી, શ્રીમાન્ ધ્રુવસેન કુશળક્ષેમ હતો તે સમયે સર્વ લાગતાવળગતાઓને આજ્ઞા કરે છેઃ–

( પંક્તિ ૩૭ ) તમને જાહેર થાઓ કે મારાં માતપિતાના પુણ્યની વૃદ્ધિ માટે માલવકમાં જણાવેલા વિભાગમાં નવગ્રામક ગામની પૂર્વ સીમા પર એકસો ભક્તી ભૂમિ, ઉદુમ્બરગહ્વરથી આવેલા, અગસ્તિકાગ્રહારમાં નિવાસ કરતા, ત્યાંના ચતુર્વેદી મધ્યેના પારાશર ગોત્રના, વાજસનેય શાખાના બ્રાહ્મણ કુમારસ્વામીના પુત્ર, બ્રાહ્મણ અગ્નિસ્વામીને તથા જમ્બૂસરથી આવેલા અયાનકાગ્રહારનિવાસી, ચતુર્વેદી, કૌશિક ગોત્રના, વાજસનેય શાખાના, બ્રાહ્મણ મહેશ્વરના પુત્ર બ્રાહ્મણ સંગરવિને મેં આપી છે.

( પંક્તિ ૪૨ ) આ ભૂમિની સીમાઃ–પૂર્વમાં વરાહોટક ગામની સીમા; દક્ષિણે એઠ નદી, પશ્ચિમે લક્ષ્મણની પટ્ટિકાઃ અને ઉત્તરમાં પુલિન્દાનક ગામની હદ છે.

( પંક્તિ ૪૩ )આ ઉપર જણાવેલી સીમાવાળી ૧૦૦ ભક્તી ભૂમિ ઉદ્રઙ્ગ સહિત, ઉપરીકર સહિત, ભૂતવાત પ્રત્યાય સહિત, ધાન્ય અને સુવર્ણની ઉપજ સહિત, દશાપરાધ સહિત, વિષ્ટિક સહિત, અને રાજપુરૂષોના પ્રતિબંધ મુક્ત, પૂર્વે મંદિરોને અને બ્રાહ્મણોને કરેલાં દાન બાદ કરી ( વર્જ્ય કરી ) અને બ્રાહ્મણો માટેનો વીસમો ભાગ વર્જ્ય કરી, ભૂમિચ્છિદ્ર ન્યાયને અનુસરી, શશી, સૂરજ, સાગર, પૃથ્વી, નદીઓ, અને પર્વતોના અસ્તિત્વના સમય સુધી, ( આ બે પુરુષોના ) પુત્રો, પૌત્રો અને તેમના વંશજોના ઉપભોગ અર્થે મેં પુણ્યદાન તરીકે પાણીના અર્ઘ સાથે આપી છે.

( પંક્તિ ૪૬–૫૧ ) ચાલુ ધમકી તેમ જ શાપ દેવાના શ્લોકો છે.

( પંક્તિ ૫૧ )" આ દાનનો દૂતક રાજપુત્ર શ્રીમાન્ ખરગ્રહ છે. દાનપત્રનો લખનાર સાંધિવિગ્રહાધિકારી, દિવિરપતિ વત્રભટ્ટિનો પુત્ર, દિવિરપતિ સ્કન્દભટ છે. સંવત્ ૩૨૦ ભાદ્રપદ કૃષ્ણપક્ષ ૫ ને દિને. આ મારા સ્વહસ્તાક્ષર છે."

નં૦ ૬૯

# ધ્રુવસેન ૨ જાનાં નોગાવાનાં તામ્રપત્રો[*]

સંવત્ ૩૨૧ ચૈત્ર વદ ૩

આ તામ્રપત્રોની બે જોડીઓ રતલામ દરબારની છે. તે મધ્ય હિંદુસ્તાનમાં રતલામ સ્ટેટના દિવાને ૧૯૦૨ ના ડિસેંબરમાં મારશલ અને કઝીન્સ સાહેબોને થોડા સમય માટે આપ્યાં હતાં. મી. મારશલે રતલામના દિવાનનો એક પત્ર મને મોકલ્યો હતો તે ઉપરથી જણાય છે કે, રતલામની ઉત્તરે ૧૦ માઈલ પર નોગાવામાં એક બ્રાહ્મણનો કૂવો તેના મકાન પાસે દુરસ્ત થતો હતો ત્યારે, ૧૮૯૧ માં, આ પતરાંઓ મળ્યાં હતાં. દરેક જોડી બે તામ્રપત્રોની બનેલી છે. તે જોડી ઉપર એક મુદ્રા લગાડેલી છે. આ મુદ્રાની કડી ભાંગેલી અથવા કાપેલી મળેલી છે. અને પ્રથમ કઈ જોડીની તે હશે તે કહી શકાતું નથી. મુદ્રા લંબગોળ છે અને તેનો વ્યાસ આશરે ૨$\frac{1}{8}$" અને ૨" માપનો છે. તેમાં ખોદેલી સપાટીમાં ઉપડતો જમણી બાજુ મુખ રાખી બેઠેલો એક નંદી છે. અને તેની નીચે श्रीभटक्कः લખેલું છે. ઈ. સ. ૧૯૦૨–૩ ના એન્યુઅલ રિપોર્ટ ઓફ ધી આર્કેઓલોજીકલ સર્વે ઓફ ઈંડીઆમાં આ બેમાંનું બીજું દાનપત્ર (બી) પ્રતિકૃતિ સાથે પ્રસિદ્ધ કરી ચૂકયો છું. પહેલું પ્રસિદ્ધ કરવા સાથે બીજાનું અક્ષરાન્તર પણ ફરી છાપું છું. કારણ કે બન્નેના દાનના ભાગો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોઈ એક બીજા ઉપર ઘણો પ્રકાશ પાડે છે.

આ "બી" લેખનું અક્ષરાન્તર જે આંહિ બીજી વાર છપાયું છે, તે મી. કઝીન્સે તૈયાર કરેલી બે શાહીવાળી છાપો તથા રબિંગ ઉપરથી લખાયું છે. આ રબિંગ બહુ સુંદર છે, અને તેનાથી કેટલાક અક્ષરો મૂળને કાટ લાગવાથી શાહીવાળી છાપોમાં અધૂરા દેખાય છે, તે સંપૂર્ણ દેખાય છે.

આ બે પતરાંઓ છે. અને તેની અંદરની બાજુમાં જ લખાણ છે. પહેલા પતરાની લખેલી બાજુના નીચલે છેડે બે કડી માટે કાણાં છે. અને બીજાને મથાળે તેની સામાં તેવાં જ બે કાણાં છે. છાપો ઉપરથી તે દરેક પતરાનું માપ આશરે ૯" ઉંચાઈ અને ૧૧$\frac{1}{2}$" પોહોળાઈનું લાગે છે:

દાન જે સ્થળથી અપાયું તે સ્થળ, દાન લેનારા બે પુરૂષોનાં વર્ણન, દાન દેવાયલી ભૂમિનું વર્ણન અને તિથિ સિવાય લેખ 'બી,' લેખ 'એ' ને લગભગ મળતો જ છે. વન્હિતપલ્લીના વિજયી નિવાસસ્થાનથી દાન અપાયું હતું. એ સ્થાનનો નિર્ણય થઈ શકયો નથી. દાન લેનારા બે પુરૂષો ઉદુમ્બરગહ્વરથી આવેલા, અયાનકાગ્રહારનિવાસી, દશપુરનો ત્રિવેદી, પારાશર ગોત્રનો, માધ્યન્દિન–વાજસનેય શાખાવાળો અને બ્રાહ્મણ બુધસ્વામીનો પુત્ર બ્રાહ્મણ દત્તસ્વામી તથા બીજો અગસ્તિકાગ્રહારનિવાસી, ચતુર્વેદી, પારાશર ગોત્રનો, વાજસનેય શાખાવાળો અને બ્રાહ્મણ બુધસ્વામીનો પુત્ર બ્રાહ્મણ કુમારસ્વામી હપો. દાન માલવકમાં, જણાવેલા વિભાગમાં, ચન્દ્રપુત્રક ગામમાં દક્ષિણ સીમા પર આવેલી એકસો ભક્તી ભૂમિવાળા ખેતરનું હતું. આ ક્ષેત્રની સીમા: પૂર્વમાં ધમ્મણહડ્ડિકા ગામની હદ; દક્ષિણે દેવકુલપાટક ગામની સરહદ; પશ્ચિમે મહત્તર વીરતરમણ્ડલિના ક્ષેત્ર( ખેતર )ની હદ; ઉત્તર–પશ્ચિમ ( વાયવ્ય ) ખૂણે નિર્ગણ્ડી નામનું ન્હાનું સરોવર : અને ઉત્તરમાં વીરતર મણ્ડલીનું ક્ષેત્ર; દાનની તિથિ સંવત્ ૩૨૧, ચૈત્ર કૃષ્ણપક્ષ. ૩.

દાન અપાયલા બે પુરૂષમાંનો પ્રત્યેક પુરૂષ બુધસ્વામીનો પુત્ર, વાજસનેય શાખાવાળો, અને પારાશર ગોત્રનો વર્ણવ્યો છે. આ સૂચવે છે કે તે બન્ને જણ એક જ પિતાના પુત્રો હતા અને "ઉદુમ્બરગહ્વરથી આવેલા" એવું જે પહેલા પુરૂષ માટે (લી. ૪૧) આપ્યું છે તે બીજા પુરૂષને પણ એટલી જ સારી રીતે લાગે છે. પહેલો દાન લેનારો પુરૂષ, અયાનકાગ્રહારમાં રહેતો અને

---

૧ એ. ઈ. વો. ૮ પા.૧૮૪ પ્રો. ઈ. હુલ્શ

દશપુરનો ચતુર્વેદી હતો. આ ઉપરથી હું અનુમાન કરૂં છું કે અયાનકાગ્રહાર એ એક દશપુરનો એક વિભાગ (ભાગ) હતો. દાન લેનારો બીજો પુરૂષ એ કદાચ પહેલાનો ભાઈ હતો અને તે અગરિતકાગ્રહાર જે દશપુરનો બીજો વિભાગ હશે ત્યાંના ચતુર્વેદી મધ્યેનો એક હતો અને ત્યાં વસતો હતો. આ શહેર એ હાલનું દસોર અથવા મન્દસોર છે. જે સિંધિયા સરકારના રાજ્યના એક વિભાગનું મુખ્ય શહેર છે અને રતલામની ઉત્તરે ૫૨ માઈલ દૂર આવેલું છે.

"એ" લેખ મુજબ દાન અપાયેલી ભૂમિ માલત્રક વિભાગમાં હતી. તે ચન્દ્રપુત્રકની દક્ષિણે આવેલું એક ખેતર હતું અને તેની પૂર્વમાં ધમ્મણહડ્ડિકા અને દક્ષિણમાં દેવકુલપાટક હતાં. મી. માર્શલને લખેલા પત્રમાં રતલામના દિવાને આ સ્થળો તે ચન્દોદીઆ, ધમ્નોદ અને દિવલ ખેડી એ નોગાવાની નૈઋત્યે આવેલાં ત્રણ ગામ જ્યાંથી આ બે દાન શોધાયાં હતાં તે જ અનુક્રમે માન્યાં હતાં. પણ એ નામોમાં ઉચ્ચારની સમાનતા ફક્ત ઉપર ઉપરની જ (બાહ્ય) છે. આ ઉપરાંત ધમ્નોદ ચન્દોદીઆની પૂર્વમાં નથી, પણ નૈઋત્યમાં છે. અને દિવલ ખેડી દક્ષિણમાં નથી પણ ચન્દોદીઆને વાયવ્યકોણે છે. આ ઉપરથી દીવાને મુકરર કરેલી ઓળખ રદ ગણવી જોઈએ. ડૉ. ફ્લીટે મ્હોટી કૃપા કરી નકશા તપાસીને નીચેના પરિણામો સ્થાપ્યાં છે:—

મન્દસોરની દક્ષિણ-અગ્નિ ખૂણામાં ૧૧ માઈલ પર, "ધી ઈન્ડીઅન એટલાસ શીટ" નં. ૩૫. એસ. ઈ. (૧૮૯૧) માં "ધમ્નર" નામે બતાવેલું એક મ્હોટું ગામ છે. અને ભોપાલ અને માલવા ટોપોગ્રાફિકલ સર્વે શીટ નં. ૩૮. (૧૮૮૨) માં ધમ્નાર આપેલું છે તે આ દાનપત્રનું ગામ ધમ્મણહડ્ડિકા છે એમ મને લાગે છે.

પરંતુ કોઈ પણ નકશામાં બીજાં નામોમાંથી એક પણ બતાવેલું નથી. પણ ચન્દ્રપુત્રકની દક્ષિણે અને ધમ્નારની નૈરૂત્ય કોણથી પશ્ચિમે ૪ મૈલ ઉપર દિલૌદને દેવકુલપાટક માનીએ, અને ધમ્નારને ચન્દ્રપુત્રકની પૂર્વનું ગામ ગણીએ તો સંભવિત છે. તેમ છતાં ફક્ત એક જ સ્થળ અનુમાનથી ઓળખવાથી લેખનું ચોક્કસ સ્થળ નિર્વિવાદ રીતે નક્કી થાય નહિ.

આ લેખની તારીખ, [ગુપ્ત.] સંવત્ ૩૨૧ (એટલે ઈ. સ. ૬૪૦–૪૧) નોગાવાનાં પહેલાં દાનપત્રના સંવત્ ૩૨૦ અને ધરસેન ૪ થાની વહેલામાં વહેલી તારીખ સંવત્ ૩૨૬ એ બે વચ્ચે છે. અને આ રીતે ધ્રુવસેન ૨ જાના રાજ્યનો જણાયેલો વખત એક વર્ષ આગળ વધે છે.

